દુનિયાના કામદારો, એક થાઓ!

13

# વ્લા. ઇ. લેનિન

# બીજી ઇન્ટરનેશનલનું પતન



પ્રગતિ પ્રકાશન

મોસ્કો

૧૯૭૬

અનુવાદક — અતુલ સવાણી

**પ્રકાશકોનું કથન**

આ ગુજરાતી અનુવાદ સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલયે તૈયાર કરેલી લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી આવૃત્તિના ૨૯મા ગ્રંથમાંથી કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

Л $\frac{10102-351}{014(01)-76}$ 593—76

## અનુક્રમણિકા

ઈન્ટરનેશનલના પતનનો અર્થ ક્યારેક બાબતના કેવળ ઔપચારિક પાસા પૂરતો જ તારવવામાં આવે છે, અર્થાત્ યુદ્ધરત દેશોની સમાજવાદી પાર્ટીઓ વચ્ચેના આંતરરાષ્ટ્રીય સંદેશવ્યવહારમાં અંતરાય, આંતરરાષ્ટ્રીય સંમેલન કે આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરો[1]ની મિટિંગ ભરવાની અશક્યતા, વગેરે. નાના તટસ્થ દેશોમાંના અમુક સમાજવાદીઓ, કદાચ એ દેશોમાંની મોટા ભાગની સત્તાવાર પાર્ટીઓ પણ, તેમ જ તકવાદીઓ અને તેમના સમર્થકો એવું દૃષ્ટિબિંદુ ધરાવે છે. રશિયન અખબારી આલમમાં બુંદની માહિતી પત્રિકા[2]ના ૮મા અંકમાં મિસ્ટર કોસોવ્સ્કીએ એવા ધોરણનું સમર્થન ઊંડા અહેસાનને પાત્ર નિખાલસતાથી કર્યું હતું, અને પત્રિકાના સંપાદકોએ લેખકની જોડે મતભેદ દર્શાવતો કશો જ ઉલ્લેખ કર્યો નહોતો. આપણે આશા રાખીએ કે મિસ્ટર કોસોવ્સ્કીએ કરેલું રાષ્ટ્રવાદનું સમર્થન — યુદ્ધ સંબંધી લોનોની તરફેણમાં મત આપનારા જર્મન સામાજિક-લોકશાહીવાદીઓને ખરા ઠરાવવાની હદ સુધીનું સમર્થન — ઘણા કામદારોને બુંદનું મૂડીવાદી-રાષ્ટ્રવાદી સ્વરૂપ આખરે સમજી લેવામાં મદદ કરશે.

વર્ગજાગ્રત કામદારો માટે સમાજવાદ નિમ્નમૂડીવાદી સમાધાની અને રાષ્ટ્રવાદી-વિરોધાત્મક જહેમતોને છુપાવવાનો સગવડિયો પડદો નહિ પરંતુ ગંભીર પ્રતીતિ છે. ઈન્ટરનેશનલના પતનને તેઓ પોતાની પ્રતીતિઓની સામે મોટા ભાગની સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓએ પ્રદર્શિત કરેલી નામોશીભરી દગાખોરી ગણે છે, સ્ટટગાર્ટ તથા બાઝેલ આંતરરાષ્ટ્રીય કોંગ્રેસો[3]માં તેમનાં ભાષણોમાં તેમ જ એ કોંગ્રેસોના ઠરાવોમાં કરવામાં આવેલી અત્યંત ગંભીર જાહેરાતોની સામે દગાખોરી ગણે છે, વગેરે. જેઓ એ દગાખોરીને જોવા **ન માગતા હોય** અથવા તેને જોવાનું જેઓને પોતાના લાભમાં ન લાગતું હોય

તેઓ જ તેને જોઈ ન શકે. આપણે સવાલને વૈજ્ઞાનિક રીતે, અર્થાત્ આધુનિક સમાજના વર્ગસંબંધોની દૃષ્ટિએ, નિરૂપિત કરવો હોય તો કહેવું જ પડે કે મોટા ભાગની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓએ, અને તેઓને મોખરે સૌપ્રથમ તો જર્મન પાર્ટીએ—બીજી ઇન્ટરનેશનલમાં સૌથી મોટી અને સૌથી વધારે પ્રભાવી પાર્ટીએ—સર્વહારા વર્ગની સામે પોતાનાં લશ્કરી તંત્રોનો, પોતાની સરકારોનો, અને પોતાના મૂડીદાર વર્ગનો પક્ષ લીધો છે. આ ઘટના ઐતિહાસિક મહત્ત્વની છે, અધિકતમ સર્વાંગી પૃથક્કરણ માગી લે એવી છે. લાંબા વખતથી સ્વીકારી લેવામાં આવેલી બાબત છે કે યુદ્ધો ભયંકર ત્રાસ અને દુર્દશા પેદા કરતાં હોવા છતાં, ઓછામાં ઓછો નીચે મુજબનો વધારે કે ઓછા મહત્ત્વનો ફાયદો પણ કરે જ છે—માનવીય સંસ્થાઓમાં જે ઘણુંબધું ભ્રષ્ટ, જરાજીર્ણ, અને મૃત હોય તેને તેઓ નિષ્ઠુરતાથી જાહેર કરી દે છે, ઉઘાડું પાડી દે છે, અને નષ્ટ કરી નાખે છે. ૧૯૧૪-૧૫નું યુરોપિયન યુદ્ધ સભ્ય દેશોના અગ્રિમ વર્ગની સમક્ષ એવી હકીકત છતી કરી દઈને થોડુંક ઇષ્ટ નિઃશંક કરવા લાગ્યું છે કે એ દેશોની પાર્ટીઓની અંદર કેવું ગંદું અને પાકતું ચાંદું પડી ગયું છે અને કોઈ ઠેકાણેથી કોહવાટની કેવી અસહ્ય બદબો આવી રહી છે.

## ૧

એ શું ખરી વાત છે કે યુરોપની મુખ્ય સમાજવાદી પાર્ટીઓએ પોતાની તમામ પ્રતીતિઓ તથા કર્તવ્યોને તજી દીધાં છે? આ બાબત બેશક એવી છે કે જેની ચર્ચા કરવા દગાખોરો પણ તૈયાર નથી અને એવી ખાતરી ધરાવનારા—અથવા ધારણા રાખનારા—લોકો પણ તૈયાર નથી કે તેઓને દગાખોરો પ્રત્યે મિત્રતાભર્યું અથવા સહિષ્ણુ વર્તન રાખવું જ પડશે. બીજી ઇન્ટરનેશનલમાં વિવિધ "પ્રમાણપાત્ર" વર્તુળોને કે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદરના તેઓના સહચિંતકોને ભલે ગમે એટલું અણગમતું લાગે તોયે આપણે હકીકતોને ધ્યાનમાં લેવી જ જોઈએ અને બાબતોનું ખરું સ્વરૂપ જાહેર કરવું જ જોઈએ, આપણે કામદારોને સત્ય જણાવી જ દેવું જોઈએ.

વર્તમાન યુદ્ધ પહેલાં અને તેની પૂર્વધારણાના આધારે સમાજવાદી પાર્ટીઓનું પોતાનાં કર્તવ્યો તથા પોતાની કાર્યનીતિ અંગેનું ધોરણ કેવું હતું, એ બતાવતી કોઈ હકીકતો અસ્તિત્વમાં છે ખરી? બેશક છે જ. ૧૯૧૨ની બાઝેલ આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસમાં એક ઠરાવ અપનાવવામાં આવ્યો હતો. સમાજવાદના "વિસ્મૃત

આદર્શોની" યાદ ફરી તાજી કરાવવાના ઉદ્દેશે અમે એ ઠરાવને, એ જ વર્ષમાં ભરવામાં આવેલી જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ખેમનીત્ઝ કોંગ્રેસમાં અપનાવવામાં આવેલા ઠરાવ[4]ની જોડે, પુનર્મુદિત કરી રહ્યા છીએ. સઘળા દેશોની અંદર પ્રકાશિત યુદ્ધ-વિરોધી પ્રચારાત્મક તથા આંદોલનાત્મક વિપુલ સાહિત્યનું તારણ કરતા એ ઠરાવમાં યુદ્ધ અંગેના તેમ જ યુદ્ધને લગતી કાર્યનીતિ અંગેના સમાજવાદી વિચારોનું અધિકતમ પરિપૂર્ણ તથા ચોક્કસ, અધિકતમ ગંભીર તથા સત્તાવાર નિરૂપણ કરવામાં આવ્યું છે. ગઈકાલની ઈન્ટરનેશનલના અને આજના સામાજિક-અંધરાષ્ટ્રવાદના પ્રમાણપુરુષોમાંથી કોઈ પણ — હાઈન્ડમેન તથા ગેદ અથવા કાઉત્સ્કી તથા પ્લેખાનોવ — પોતાના વાચકોને એ ઠરાવની યાદ તાજી કરાવવાની હિંમત નથી કરતા, એ હકીકતને દગાખોરી ગણાવ્યા વગર રહી શકાય જ નહિ. તેઓ તેને વિશે કાં તો ચુપ છે અથવા (કાઉત્સ્કીની માફક) ગૌણ મહત્ત્વનાં અવતરણો ટાંકે છે અને ખરેખર મહત્ત્વની બધી બાબતોનો ઉલ્લેખ ટાળે છે. એક તરફ તો અત્યંત "ઉદ્દામ" તથા કટ્ટર ક્રાંતિકારી ઠરાવો, અને બીજી તરફ એ ઠરાવોનું તદ્દન નિર્લજ્જ વિસ્મરણ અથવા પરિત્યાગ — આ હકીકત ઈન્ટરનેશનલના પતનની અત્યંત સચોટ અભિવ્યક્તિઓમાંની એક છે, અને સાથે સાથે એ વાતની અત્યંત પ્રતીતિજનક સાબિતી પણ છે કે જે લોકોની વિરલ નિખાલસતા અગાઉનો દંભ ચાલુ રાખવાની ખંધી મુરાદની સીમા સુધી પહોંચી જાય છે તેઓ જ વર્તમાન સમયે માની શકે કે માત્ર ઠરાવો વડે સમાજવાદની "ખામીઓ સુધારી" શકાય અને "તેની નીતિને સરખી રીતે ઘડી" શકાય.

યુદ્ધ પહેલાં જાણે હજી ગઈકાલે જ હાઈન્ડમેને સામ્રાજ્યવાદના સમર્થનનું વલણ લીધું ત્યારે સઘળા "આદરણીય" સમાજવાદીઓ તેને અસ્થિર મગજનો ચક્રમ ગણતા હતા અને તેનો ઉલ્લેખ કરતી વેળા તુચ્છકાર સિવાય બીજો કશો ભાવ કોઈ વ્યક્ત નહોતું કરતું. આજે બધા દેશોના ખૂબ જાણીતા સામાજિક-લોકશાહીવાદી આગેવાનો તદ્દન હાઈન્ડમેનના ધોરણની કક્ષાએ સરકી પડ્યા છે. તેમની વચ્ચેના મતભેદો તો કેવળ અભિપ્રાયની છાયા તથા વ્યક્તિ સ્વભાવ પૂરતા જ મર્યાદિત છે. 'નાશે સ્લોવો'[5]ના લેખકોની જેમ "મિસ્ટર" હાઈન્ડમેનનો ઉલ્લેખ ધૃણાના ભાવે કરનારા પરંતુ "કોમરેડ" કાઉત્સ્કીની વાત કરતી વેળા — અથવા કશું ન કહેતી વેળા — આદરનો ભાવ દાખવનારા (અથવા ખુશામત કરનારા?) માણસોની નાગરિક હિંમતની મુલવણી અથવા લાક્ષણિકતાના નિરૂપણ સારુ વધારે કે ઓછી બંધબેસતી સંસદીય અભિવ્યક્તિ ખોળી કાઢવા અમે સાવ

અસમર્થ છીએ. એવા વલણનો મેળ સમાજવાદ પ્રત્યેના આદર જોડે અને સામાન્ય રૂપે માણસની પોતાની પ્રતીતિઓ પ્રત્યેના આદર જોડે કોઈ રીતે બેસાડી શકાય ખરો? જો તમને પ્રતીતિ થઈ ગઈ હોય કે હાઈન્ડમેનનો અંધરાષ્ટ્રવાદ ખોટો અને વિનાશક છે તો તેમાંથી સ્વાભાવિક રીતે જ શું એવો અર્થ નથી નીકળતો કે તમારે તમારી ટીકા તથા પ્રહારોને કાઉત્સ્કીની સામે, એવા વિચારોના **વધારે પ્રભાવી** તથા વધારે જોખમી સમર્થકની સામે, લક્ષ્યાંકિત કરવાં જોઈએ?

ગેદના વિચારોને ગેદવાદી શાર્લ દ્યુમાએ તાજેતરમાં 'અમે આવી સુલેહ ઇચ્છીએ છીએ' નામની પુસ્તિકામાં કદાચ બીજી કોઈ જગ્યા કરતાં વધારે વિગતવાર રજૂ કર્યા છે. પુસ્તિકાના પૂંઠા ઉપર પોતાને "જૂલ ગેદની સમિતિના અધ્યક્ષ" તરીકે ઓળખાવતા એ માણસે સમાજવાદીઓની અગાઉની દેશાભિમાની જાહેરાતો સ્વાભાવિક રીતે જ "ટાંકી છે" (જર્મન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ડેવિડે પણ પિતૃભૂમિના રક્ષણ અંગેની પોતાની નવીનતમ પુસ્તિકામાં એમ જ કર્યું છે), પરંતુ બાઝેલ જાહેરનામાનો ઉલ્લેખ તેણે નથી કર્યો! સામાન્ય કોટિની અંધરાષ્ટ્રવાદી વાતો અસાધારણ આત્મસંતોષના ભાવે ઉચ્ચારનાર પ્લેખાનોવ પણ જાહેરનામા અંગે એવી જ રીતે ચુપ છે. કાઉત્સ્કી બરાબર પ્લેખાનોવ જેવું જ વર્તન કરે છે: તે બાઝેલ જાહેરનામામાંથી અવતરણો ટાંકતી વેળા બધા ક્રાંતિકારી ફકરાઓને (અર્થાત્ સમગ્ર મૂળભૂત અંતસ્તત્ત્વને!) **છોડી દે છે,** કદાચ સેન્સરશિપના નિયમોનું બહાનું કાઢીને... જેના સેન્સરશિપ નિયમોમાં વર્ગસંઘર્ષ અથવા ક્રાંતિના કશા ઉલ્લેખની મનાઈ ફરમાવવામાં આવી છે એ પોલીસ તથા લશ્કરી સત્તાધારીઓએ સમાજવાદના દ્રોહીઓને "વેળાસર"ની મદદ પૂરી પાડી છે!

બાઝેલ જાહેરનામું કદાચ ઠાલીઠમ અપીલ હશે? આજના વાસ્તવિક યુદ્ધ જોડે સીધો સંબંધ ધરાવતા કશા ઐતિહાસિક અથવા કાર્યનીતિ સંબંધી અંતસ્તત્ત્વ વગરની ઠાલીઠમ અપીલ હશે?

ખરી વાત એથી ઊલટી છે. બીજા ઠરાવોની સરખામણીએ બાઝેલ ઠરાવમાં નકામો લવારો ઓછો છે અને ચોક્કસ અંતસ્તત્ત્વ વધારે છે. હવે ફાટી નીકળ્યું છે એ **જ** યુદ્ધની વાત, ૧૯૧૪-૧૫માં ભભૂકી ઊઠેલા **સામ્રાજ્યવાદી** ઘર્ષણોની જ વાત, બાઝેલ જાહેરનામામાં કરવામાં આવી છે. ઑસ્ટ્રિયા અને સર્બિયા વચ્ચે બાલ્કન પ્રદેશ અંગે તેમ જ ઑસ્ટ્રિયા અને ઇટાલી વચ્ચે આલ્બેનિયા અંગે, વગેરે, બ્રિટન અને જર્મની વચ્ચે સામાન્ય રૂપે બજારો તથા સંસ્થાનો અંગે તેમ જ રશિયા અને તુર્કી વચ્ચે આર્મેનિયા તથા ઇસ્તંબૂલ અંગે, વગેરે —

બાઝેલ ઠરાવમાં આ જ બાબતોના ઉલ્લેખો કરવામાં આવ્યા છે અને વર્તમાન યુદ્ધની પૂર્વધારણા કરવામાં આવી છે. એ ઠરાવનો અર્થ એવો નીકળે છે કે "યુરોપની મોટી સત્તાઓ" વચ્ચેના વર્તમાન યુદ્ધને, તે **"કોઈ પણ રીતે જનતાના હિતમાં હોવાના જરા સરખાયે બહાનાને આધારે, ઉચિત ન જ ઠરાવી શકાય."**

અને જો પ્લેખાનોવ તથા કાઉત્સ્કી — આપણે આપણને જાણીતા બે સૌથી વધારે લાક્ષણિક તથા પ્રમાણપાત્ર સમાજવાદીઓના દાખલા લઈએ, તેમાંથી એક રશિયન ભાષામાં લખે છે અને બીજાનાં લખાણોને વિસર્જનવાદીઓ[6] રશિયન ભાષામાં અનૂદિત કરે છે — હવે યુદ્ધનાં જાતજાતનાં "પ્રચલિત સમર્થનો" (અથવા ખરું કહીએ તો મૂડીવાદી ગલીચ અખબારોમાંથી વીણી લેવામાં આવતાં બેહૂદાં સમર્થનો) ખોળતા હોય (અક્સેલરોદની મદદ વડે), જો તેઓ વિદ્વત્તાનો ઢોંગ કરીને અને માર્ક્સનાં ગલત અવતરણોના ગંજનો ઉપયોગ કરીને ૧૮૧૩ તથા ૧૮૭૦નાં યુદ્ધોનાં (પ્લેખાનોવ) અથવા ૧૮૫૪-૭૧ તથા ૧૮૭૬-૭૭ તથા ૧૮૯૭નાં યુદ્ધોનાં (કાઉત્સ્કી) "પૂર્વદૃષ્ટાંતો"ના ઉલ્લેખો કરતા હોય, તો સચ્ચાઈની દૃષ્ટિએ જોતાં સમાજવાદી પ્રતીતિની છાયા સરખી ન ધરાવનારા અને સમાજવાદી ઈમાનનો અંશ પણ ન ધરાવનારા માણસો જ એવી દલીલોને "ગંભીરતાથી" લક્ષમાં લઈ શકે, એવી દલીલોને અજોડ કાવતરાબાજી, દંભ, તથા સમાજવાદનો વેશ્યા સમો દુરુપયોગ જ ગણાવ્યા **વગર** રહી શકે! કાઉત્સ્કીની પ્રમાણિકપણે ટીકા કરવા બદલ મેહરિંગ તથા રોઝા લુક્ઝેમ્બુર્ગના નવા સામયિક (*«Die Internationale»*)[7] ઉપર જર્મન પાર્ટીની કારોબારી (*«Vorstand»*) ભલે કદુવા વરસાવે; વેન્દરવેલ્દે, પ્લેખાનોવ, હાઈન્ડમેન અને કંપની "સંપેલી સત્તાઓની"[8] પોલીસની મદદ વડે પોતાના વિરોધીઓની જોડે ભલે એવું જ વર્તન કરે. અમે તો તેનો જવાબ બાઝેલ જાહેરનામાને પુનર્મુદિત કરીને જ આપીશું. એથી સાફ જણાઈ આવશે કે આગેવાનોએ જે માર્ગ પસંદ કર્યો છે તેને કેવળ દગાખોરી જ ગણાવી શકાય.

બાઝેલ ઠરાવમાં રાષ્ટ્રીય યુદ્ધની કે લોકયુદ્ધની — એવાં યુદ્ધોના દાખલા યુરોપમાં બની ગયા છે, એવાં યુદ્ધો તો ૧૭૮૯-૧૮૭૧ના ગાળાનાં લાક્ષણિક યુદ્ધો પણ હતાં — અથવા સામાજિક-લોકશાહીવાદીઓએ જેનો પરિત્યાગ કદી નથી કર્યો એવા ક્રાંતિકારી યુદ્ધની નહિ પરંતુ **વર્તમાન** યુદ્ધની, "મૂડીવાદી સામ્રાજ્યવાદ" તથા "રાજવંશી હિતો"ના પરિણામે થયેલા યુદ્ધની, યુદ્ધરત સત્તાઓનાં **બન્ને** જૂથોની — ઑસ્ટ્રો-જર્મન અને ઍંગ્લો-ફ્રાંકો-રશિયન જૂથોની —

"ફતેહની નીતિ"ના પરિણામે થયેલા યુદ્ધની વાત કરવામાં આવી છે. બધા દેશોનો મૂડીદાર વર્ગ આ સામ્રાજ્યવાદી સંસ્થાનવાદી તથા લૂંટફાટિયા યુદ્ધને સંસ્થાનો સમક્ષ લોકયુદ્ધ તરીકે, બચાવના યુદ્ધ તરીકે (કોઈ પણ પક્ષ માટે), ચિત્રિત કરવાની જહેમત પૂરું જોર લગાવીને કરી રહ્યો છે; અને પ્લેખાનોવ તથા કાઉત્સ્કી અને કંપની મૂડીદાર વર્ગના સ્વાર્થી જૂઠાણાનું પુનરાવર્તન કરતી વેળા, **બિન**સામ્રાજ્યવાદી યુદ્ધોનાં ઐતિહાસિક ઉદાહરણો ટાંકીને આ યુદ્ધને ઉચિત ઠરાવવાની કોશિશો કરતી વેળા, કામદારોની જોડે બેશરમ છળકપટ કરી રહ્યા છે.

વર્તમાન યુદ્ધના સામ્રાજ્યવાદી, લૂંટફાટિયા, તથા સર્વહારા-વિરોધી સ્વરૂપ અંગેનો સવાલ નિર્ભેળ સૈદ્ધાંતિક તબક્કાને લાંબા વખત પહેલાં જ વટાવી ગયો છે. સામ્રાજ્યવાદનાં સઘળાં મુખ્ય લક્ષણોનું સૈદ્ધાંતિક મૂલ્યાંકન, જરાગ્રસ્ત તથા મરણોન્મુખ મૂડીદાર વર્ગ તરફથી જગતના ભાગલા પાડવા માટે તથા "નાનાં" રાષ્ટ્રોને ગુલામીમાં જકડી લેવા માટે ચલાવવામાં આવતા સંઘર્ષ તરીકે, થઈ ચૂક્યું છે; **તમામ** દેશોની વ્યાપક સમાજવાદી અખબારી આલમમાં એ નિષ્કર્ષોનું પુનરાવર્તન હજારો વાર કરવામાં આવ્યું છે; દાખલા તરીકે, આપણાં "સંપેલાં" રાષ્ટ્રોમાંથી એકના પ્રતિનિધિ ફ્રેંચ સજ્જન દેલેઝીએ 'તોળાઈ રહેલું યુદ્ધ' (**૧૯૧૧!**) નામની પુસ્તિકામાં ફ્રેંચ મૂડીદાર વર્ગના સંબંધમાં પણ વર્તમાન યુદ્ધના લૂંટફાટિયા સ્વરૂપનું સાદા શબ્દોમાં વિવરણ કર્યું છે. પરંતુ વાત એટલેથી જ પૂરી નથી થઈ જતી. બાઝેલમાં સઘળા દેશોની સર્વહારા પાર્ટીઓના પ્રતિનિધિઓએ સર્વાનુમતે તથા સત્તાવાર રીતે અડગ પ્રતીતિ વ્યક્ત કરી કે સામ્રાજ્યવાદી સ્વરૂપનું યુદ્ધ તોળાઈ રહ્યું છે, અને તેમાંથી **કાર્યનીતિ સંબંધી** નિષ્કર્ષો તારવ્યા. અન્ય કારણોની સાથે સાથે એ કારણસર આપણે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કાર્યનીતિઓ વચ્ચેના તફાવત અંગે અપૂરતી ચર્ચાઓ થઈ હોવાના તમામ ઉલ્લેખોને (જુઓ 'નાશે સ્લોવો'ના ૮૭ તથા ૯૦મા અંકોમાં અક્સેલરોદની નવીનતમ મુલાકાતના અહેવાલો, વગેરે) વાક્છલ તરીકે સાફ સાફ નકારી કાઢવા જોઈએ. એ તો વાક્છલ જ છે કારણ કે સામ્રાજ્યવાદનું સર્વાંગી વૈજ્ઞાનિક પૃથક્કરણ એક વાત છે—એવું પૃથક્કરણ ચાલુ છે અને તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં ખુદ વિજ્ઞાન જેટલું જ અનંત છે—અને મૂડીવાદી સામ્રાજ્યવાદની વિરુદ્ધ સમાજવાદી કાર્યનીતિના સિદ્ધાંતો જુદી જ વાત છે. એ સિદ્ધાંતો સામાજિક-લોકશાહીવાદી અખબારોની લાખો નકલોમાં તેમ જ ઇન્ટરનેશનલના નિર્ણયમાં નિરૂપિત થઈ ચૂક્યા છે. સમાજવાદી પાર્ટીઓ

પરિસંવાદનાં મંડળો નથી પરંતુ લડતા સર્વહારા વર્ગનાં સંગઠનો છે; અમુક બટેલિયનો દુશ્મનને પક્ષે ભાગી જાય ત્યારે તેઓને નામ લઈને ઉઘાડી પાડવી જ જોઈએ અને દ્રોહી તરીકે ધુતકારી કાઢવી જ જોઈએ; આપણે એવાં દંભી કથનોથી "ભોળવાઈ ન જ જવું" જોઈએ કે "સામ્રાજ્યવાદ અંગે દરેક માણસની સમજણ એકસરખી નથી હોતી", અથવા અંધરાષ્ટ્રવાદી કાઉત્સ્કી અને અંધરાષ્ટ્રવાદી કુનોવ તેને વિષે ગ્રંથો ભરીને લખી શકે છે, અથવા સવાલની "પૂરતી ચર્ચા નથી" થઈ, વગેરે, વગેરે. મૂડીવાદની ધાડપાડુ તાસીરની **બધી** જ અભિવ્યક્તિઓને અને તેના ઐતિહાસિક વિકાસ તથા રાષ્ટ્રીય લક્ષણોની બધી જ અત્યંત બારીક શાખાપ્રશાખાઓને આવરી લે એવું તેનું **પૂરું** તથા **સર્વાંગસંપૂર્ણ** પરીક્ષણ **કદી નહિ** થાય. વિદ્વાનો (અને ખાસ કરીને વિદ્યાદંભીઓ) વિગતો અંગેની દલીલો કદી બંધ નહિ કરે. "એવા આધારે" મૂડીવાદ સામેનો સમાજવાદી સંઘર્ષ તજી દેવાનું અને એ સંઘર્ષનો દ્રોહ કરનારાઓનો મુકાબલો બંધ કરી દેવાનું તો હાસ્યાસ્પદ જ ગણાય. પરંતુ કાઉત્સ્કી, કનોવ, અક્સેલરોદ, અને તેમના જાતભાઈઓ આપણને એમ નહિ તો બીજું શું કરવાનું કહી રહ્યા છે?

હવે જ્યારે યુદ્ધ ફાટી નીકળ્યું છે ત્યારે બાઝેલ ઠરાવનું પરીક્ષણ કરવાનો અને તેને ગલત સાબિત કરવાનો પ્રયત્ન પણ કોઈએ નથી કર્યો!

## ૨

પરંતુ ઈમાનદાર સમાજવાદીઓએ બાઝેલ ઠરાવને કદાચ એવી અપેક્ષાએ ટેકો આપ્યો હોય કે યુદ્ધથી ક્રાંતિકારી પરિસ્થિતિનું સર્જન થશે, પણ ક્રાંતિ અશક્ય સાબિત થઈ ગઈ છે એટલે ઘટનાઓએ તેમના ધોરણને રદિયો આપી દીધો હોય?

કુનોવે ભાગીને મૂડીદાર વર્ગની છાવણીમાં આશરો લેવાના પોતાના કૃત્યને ખરું ઠરાવવાની કોશિશ એવા વાક્છલ વડે જ કરી છે ('પાર્ટીનું પતન?' નામે પુસ્તિકામાં તેમ જ એક લેખમાળામાં). કાઉત્સ્કીની આગેવાની હેઠળ બીજા લગભગ બધા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનાં લખાણોમાં એવી જ "દલીલો"નો સંકેત છે. કુનોવ દલીલ કરે છે કે ક્રાંતિની આશાઓ ભ્રમભરી સાબિત થઈ ગઈ છે, અને ભ્રમો ખાતર લડવાનું કામ માર્ક્સવાદીનું નથી. પરંતુ બાઝેલ જાહેરનામાની ઉપર સહીઓ કરનારા સૌએ સરખે ભાગે રાખેલા "ભ્રમો" અંગે

એ સ્રૂવેવાદી[9] એક શબ્દ પણ નથી કહેતો. ભારે ઈમાનદાર આદમીની જેમ તે દોષનો ટોપલો પાન્નેકોએક તથા રાદેક જેવા ઉગ્ર ઉદ્દામવાદીઓની ઉપર ઢોળી દે છે!

આપણે એવી દલીલના સારતત્ત્વનું પરીક્ષણ કરી જોઈએ કે બાઝેલ જાહેરનામું ઘડનારાઓએ ખરા દિલે ક્રાંતિની અપેક્ષા રાખેલી પરંતુ ઘટનાઓએ તેમના ધોરણને રદિયો આપી દીધો. બાઝેલ જાહેરનામામાં જણાવવામાં આવ્યું છે કે—૧) યુદ્ધથી આર્થિક તથા રાજકીય કટોકટી ઊભી થશે; ૨) કામદારો યુદ્ધમાં કામદારોની સામેલગીરીને ગુનો ગણશે, અને "મૂડીદારોના નફા ખાતર તેમ જ રાજવંશી પ્રતિષ્ઠા તથા મુત્સદ્દીઓની ગુપ્ત સંધિઓ ખાતર એકબીજાને વીંધી નાખવાના કૃત્યને" ગુનાહિત ગણશે, અને યુદ્ધ કામદારોની અંદર "રોષ તથા વિદ્રોહ" જગાવશે; ૩) સમાજવાદીઓની ફરજ છે કે તેઓ આ કટોકટીનો તેમ જ કામદારોના મનોભાવનો ફાયદો "જનતાને જાગ્રત કરવા માટે તથા મૂડીવાદના પતનને ઝડપી બનાવવા માટે" ઉઠાવે; ૪) એક પણ અપવાદ વગર બધી "સરકારો" કેવળ "પોતાના જોખમે" જ યુદ્ધ શરૂ કરી શકે છે; ૫) સરકારોને "સર્વહારા ક્રાંતિનો ડર છે"; ૬) સરકારોએ પેરિસ કોમ્યૂન (અર્થાત્ આંતરવિગ્રહ), રશિયાની ૧૯૦૫ની ક્રાંતિ, વગેરેને "યાદ રાખવાં ઘટે". આ બધા વિચારો પૂરેપૂરા સ્પષ્ટ છે; તેમાં **ગૅરંટી** નથી આપવામાં આવી કે ક્રાંતિ થશે જ, પરંતુ **હકીકતો** તથા **વહેણોના** સ્વરૂપના ચોક્કસ નિરૂપણ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. આ વિચારો તથા દલીલોના સંબંધમાં જે કોઈ માણસ એવી જાહેરાત કરે કે ક્રાંતિની અપેક્ષા ભ્રમભરી સાબિત થઈ ગઈ છે, તે ક્રાંતિ પ્રત્યે માર્ક્સવાદી નહિ પણ સ્રૂવેવાદી અને પોલીસ-ભાગેડુ વલણ પ્રદર્શિત કરે છે.

માર્ક્સવાદી માટે તો આટલું તદ્દન નિર્વિવાદ હોય છે કે ક્રાંતિકારી પરિસ્થિતિ વગર ક્રાંતિ અશક્ય છે, અને વળી દરેકે દરેક ક્રાંતિકારી પરિસ્થિતિમાં ક્રાંતિ નથી થઈ જતી. સામાન્ય રીતે જોતાં, ક્રાંતિકારી પરિસ્થિતિની નિશાનીઓ કેવી હોય છે? નીચેની ત્રણ મુખ્ય નિશાનીઓ પ્રત્યે નિર્દેશ કરવામાં અમે ચોક્કસ ભૂલ નહિ જ કરીએ: ૧) શાસક વર્ગો માટે કશા જ પરિવર્તન વગર શાસન જાળવી રાખવાનું અશક્ય બની જાય; "શાસક વર્ગોની" અંદર એક યા બીજા રૂપમાં કટોકટી ઊભી થાય, શાસક વર્ગની નીતિમાં કટોકટી ઊભી થાય અને તેના પરિણામે એવી તરડ પડે કે જેમાંથી પીડિત વર્ગોનો અસંતોષ અને રોષ ફૂટી નીકળે. ક્રાંતિ માટે સામાન્ય રીતે એટલું જ પૂરતું નથી હોતું કે પુરાણી રીતની જિંદગી ચાલુ રાખવા "નીચલા વર્ગો તૈયાર ન હોય"; તેને માટે એ પણ

જરૂરી હોય છે કે પુરાણી રીતની જિંદગી ચાલુ રાખવાનું "ઉપલા વર્ગો માટે અશક્ય બની જાય". ૨) પીડિત વર્ગોની હાડમારી તથા કંગાલિયત હંમેશ કરતાં વધારે ઉગ્ર બની ગઈ હોય. ૩) ઉપરનાં કારણોના પરિણામે લોકસમુદાયોની પ્રવૃત્તિમાં સારી પેઠે વધારો થઈ જાય. લોકસમુદાયો "શાંતિના સમયમાં" તો વગર ફરિયાદે પોતાને લૂંટાવા દેતા હોય છે, પરંતુ ઝંઝાવાતી સમયમાં કટોકટીના સઘળા સંજોગો વડે **તેમ જ ખુદ "ઉપલા વર્ગો" વડે** સ્વતંત્ર ઐતિહાસિક કદમની દિશામાં ખેંચાઈ જાય છે.

કેવળ અલગ અલગ જુથો તથા પાર્ટીઓની જ નહિ પરંતુ અલગ અલગ વર્ગોનીયે મરજીથી સ્વતંત્ર આવાં વસ્તુગત પરિવર્તનો વગર ક્રાંતિ સામાન્ય રીતે અશક્ય છે. એવાં વસ્તુગત પરિવર્તનોની સમગ્રતાને ક્રાંતિકારી પરિસ્થિતિ કહેવામાં આવે છે. એવી પરિસ્થિતિ રશિયામાં ૧૯૦૫માં અને પશ્ચિમમાં સઘળા ક્રાંતિકારી ગાળાઓ દરમિયાન અસ્તિત્વમાં આવી હતી; ગઈ સદીના સાતમા દાયકામાં જર્મનીમાં અને ૧૮૫૯-૬૧ તથા ૧૮૭૯-૮૦માં રશિયામાં પણ એવી પરિસ્થિતિ અસ્તિત્વમાં આવી હતી, પરંતુ એ દાખલાઓમાં ક્રાંતિ ન થઈ. કેમ? કારણ કે દરેકે દરેક ક્રાંતિકારી પરિસ્થિતિમાં ક્રાંતિ નથી થઈ જતી; ક્રાંતિ તો માત્ર એવી પરિસ્થિતિમાં જ થાય છે કે જેમાં ઉપરોક્ત વસ્તુગત પરિવર્તનોની સાથે ભાવગત પરિવર્તન પણ સંકળાઈ ગયું હોય, અર્થાત્ પુરાણી સરકારને તોડી નાખે (અથવા ખોરવી નાખે) — પુરાણી સરકારને "ઉથલાવી પાડવામાં ન આવે" તો તે કદી, કટોકટીના ગાળામાં પણ, "પડતી" નથી — એટલું **જોરદાર** ક્રાંતિકારી લોકવ્યાપી કદમ ઉઠાવવાની શક્તિ ક્રાંતિકારી **વર્ગમાં** આવી ગઈ હોય.

ક્રાંતિના સંબંધમાં માર્ક્સવાદી વિચારો આવા છે, આ વિચારોને ઘણી ઘણી વાર વિકસાવવામાં આવ્યા છે, તમામ માર્ક્સવાદીઓએ નિર્વિવાદ વિચારો તરીકે સ્વીકાર્યા છે, અને આપણી રશિયનોની બાબતમાં તો ૧૯૦૫ના અનુભવ દરમિયાન ખાસ કરીને સચોટ રૂપે પુષ્ટિ પામ્યા છે. તો પછી આ સંબંધમાં ૧૯૧૨ના બાઝેલ જાહેરનામામાં કેવી ધારણા રાખવામાં આવેલી અને ૧૯૧૪-૧૫માં શું બન્યું?

તેમાં ધારણા રાખવામાં આવી હતી કે ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં આવશે, અને એવી પરિસ્થિતિનું સંક્ષિપ્ત વર્ણન "આર્થિક તથા રાજકીય કટોકટી" તરીકે આપવામાં આવ્યું હતું. એવી પરિસ્થિતિ અસ્તિત્વમાં આવી છે ખરી? નિઃશંક આવી જ છે. અંધરાષ્ટ્રવાદનું સમર્થન દંભીઓ ફુનોવ, કાઉત્સ્કી, પ્લેખાનોવ, અને કંપની કરતાં વધારે સાફદિલે, જાહેર રીતે, તથા

પ્રમાણિકપણે કરનારા સામાજિક-અંધરાષ્ટ્રવાદી લેન્ચે આટલે સુધી કહ્યું છે: "આપણે જેમાંથી પસાર થઈ રહ્યા છીએ તે એક પ્રકારની **ક્રાંતિ** છે" ('જર્મન સામાજિક-લોકશાહીવાદ અને યુદ્ધ' નામે તેની પુસ્તિકાનું પૃષ્ઠ ૬, બર્લિન, ૧૯૧૫). રાજકીય કટોકટી અસ્તિત્વમાં છે; એક પણ સરકારને ખાતરી નથી કે કાલે શું થવાનું છે; નાણાકીય પતન, પ્રાદેશિક ખુવારી, તથા દેશમાંથી હકાલપટ્ટીના (બેલ્જિયન સરકારની હકાલપટ્ટી થઈ હતી એવી રીતે) જોખમની સામે એક પણ સરકાર સલામત નથી. બધી સરકારો જવાળામુખીની ટોચ પર આળોટી રહી છે, બધી સરકારો ખુદ લોકસમુદાયોને પહેલકદમી તથા પરાક્રમ દાખવવાની હાકલ કરી રહી છે. યુરોપનો સમગ્ર રાજકીય અમલ હચમચી ગયો છે, અને ભાગ્યે જ કોઈ ઇનકાર કરશે કે આપણે પ્રચંડ રાજકીય ઊથલપાથલોના ગાળામાં દાખલ થઈ ચૂક્યા છીએ (અને નિરંતર વધારે ઊંડા ઊતરી રહ્યા છીએ — હું આ શબ્દો ઇટાલીની યુદ્ધની જાહેરાતના દિવસે લખી રહ્યો છું). યુદ્ધની જાહેરાત પછી બે મહિને જ્યારે કાઉત્સ્કીએ લખેલું (૧૯૧૪ના ઑક્ટોબરની બીજી તારીખે *«Die Neue Zeit»*[10] માં) કે "યુદ્ધ ફાટી નીકળે ત્યારે સરકાર અગાઉ કદી ન રહી હોય એટલી તાકાતવાન બની જાય છે અને પાર્ટીઓ અગાઉ કદી ન રહી હોય એટલી કમજોર બની જાય છે", તે તો સુદેકુમો[11] તથા અન્ય તકવાદીઓને ખુશ કરવા સારુ તેણે ઐતિહાસિક વિજ્ઞાનની કરેલી ગલત રજૂઆતનો નમૂનો હતો. પહેલી વાત તો એ કે સરકારોને શાસક વર્ગોની બધી પાર્ટીઓની જોડે સુમેળ સાધવાની અને પીડિત વર્ગો તરફથી એવા શાસનની "શાંતિમય" તાબેદારીની જેટલી જરૂર યુદ્ધના સમયમાં પડે છે એટલી બીજે કોઈ વખતે નથી પડતી. બીજી વાત એ કે "યુદ્ધના આરંભમાં" અને ખાસ કરીને તો ઝડપી વિજયની અપેક્ષા રાખતા દેશમાં સરકાર પૂરી તાકાતવાન **લાગતી હોય છે** ખરી, પરંતુ જગતમાં કોઈએ ક્રાંતિકારી પરિસ્થિતિની અપેક્ષાઓને યુદ્ધના કેવળ "આરંભ" જોડે જ કદી સાંકળી નથી, અને કોઈએ "લાગતું હોય" તેને **વાસ્તવિકની** જોડે એકરૂપ ગણ્યું હોવાની શક્યતા તો એથીયે ઓછી છે.

સામાન્ય રીતે સૌ જાણતા હતા, સમજતા હતા, અને સ્વીકારતા હતા કે આ યુરોપિયન યુદ્ધ ભૂતકાળના કોઈ પણ યુદ્ધ કરતાં આકરું હશે. એ બાબત યુદ્ધના અનુભવ વડે નિરંતર વધતા જતા પ્રમાણમાં પુરવાર થઈ રહી છે. યુદ્ધના ભડકા ફેલાતા જાય છે, યુરોપના રાજકીય પાયા વધારે ને વધારે હચમચી રહ્યા છે, લોકસમુદાયોની હાડમારીઓ જોતાં ત્રાસ ઊપજે છે, એ હાડમારીઓને છુપાવી

રાખવાની સરકારોની તથા મૂડીદાર વર્ગની તથા તકવાદીઓની કોશિશો નિરંતર વધારે વ્યર્થ સાબિત થતી જાય છે. મૂડીદારોનાં અમુક જૂથોને હાંસલ થતા યુદ્ધનફા પ્રચંડ પ્રમાણમાં વિશાળ છે, અને આંતરવિરોધો અત્યંત ઉગ્ર બની રહ્યા છે. લોકસમુદાયોનો ધૂંધવાતો રોષ, સમાજના પદદલિત તથા અજ્ઞાની સ્તરોનો સમભાવી ("લોકશાહીવાદી") સુલેહ માટેનો અસ્પષ્ટ તલસાટ, "નીચલા વર્ગો"માં અસંતોષની શરૂઆત — આ બધી હકીકતો છે. યુદ્ધ જેમ જેમ વધારે ખેંચાતું જાય છે અને વધારે ઉગ્ર બનતું જાય છે તેમ તેમ ખુદ સરકારો જ લોકસમુદાયોની પ્રવૃત્તિને પ્રોત્સાહન આપે છે — આપવું પડે છે — અને લોકસમુદાયોને અસાધારણ જહેમત કરવાની તથા ત્યાગ આપવાની હાકલ કરે છે. ઈતિહાસમાં કોઈ પણ કટોકટીના અનુભવની જેમ, કોઈ પ્રચંડ હોનારત અને માનવ જીવનમાં કોઈ અચાનક પલટાના અનુભવની જેમ, યુદ્ધનો અનુભવ કેટલાક લોકોને વિમૂઢ બનાવી દે છે અને ભાંગી નાખે છે, **પરંતુ બીજા લોકોને સુજાણ બનાવે છે અને ઘડે છે.** સામાન્ય રૂપમાં જોઈએ તો અને આખા જગતના ઈતિહાસને લક્ષમાં લઈએ તો, એક યા બીજા રાજ્યની પડતી તથા પતનના અલગ અલગ દાખલાઓના અપવાદને બાદ કરતાં, બીજા પ્રકારના લોકોની સંખ્યા તથા તાકાત પહેલા પ્રકારના લોકોની સરખામણીએ અધિક સાબિત થઈ છે.

સુલેહ કરવામાં આવે તો એથી આ બધી હાડમારીઓ તથા આંતરવિરોધોમાં આ બધી વૃદ્ધિ "તત્કાળ" ખતમ થઈ જવાની વાત તો દૂર રહી, પણ એથી ઊલટું, વસતિના સૌથી પછાત લોકસમુદાયોને એ બધી હાડમારીઓ ખાસ રૂપે અને વધારે તીવ્ર રીતે ખટકવા લાગશે.

ટૂંકમાં, યુરોપના મોટા ભાગના ઉન્નત દેશો તથા મોટી સત્તાઓમાં ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં છે. એ સંબંધમાં બાઝેલ જાહેરનામાની આગાહી **પૂર્ણ રૂપે** ખરી સાબિત થઈ ગઈ છે. આ સત્યનો સીધો કે આડકતરો ઈનકાર કરવો અથવા કુનોવ, પ્લેખાનોવ, કાઉત્સ્કી, અને કંપનીએ કર્યું છે તેમ તેની અવગણના કરવી એટલે ભયંકર જૂઠાણું કહેવું, કામદાર વર્ગની જોડે કપટ કરવું, અને મૂડીદાર વર્ગની સેવા બજાવવી. *«Sotsial-Demokrat»*[12]માં (અંક ૩૪, ૪૦, અને ૪૧) અમે ટાંકેલી હકીકતો સાબિત કરે છે કે જેઓ ક્રાંતિથી ડરે છે — નિમ્નમૂડીવાદી ખ્રિસ્તી પાદરીઓ, લશ્કરી તંત્રો, અને લાખોપતિઓનાં અખબારો — તેઓને પણ યુરોપમાં ક્રાંતિકારી પરિસ્થિતિની નિશાનીઓનું અસ્તિત્વ માની લેવું પડયું છે.

આ પરિસ્થિતિ લાંબી ચાલશે ખરી? તે કેટલી વધારે ઉગ્ર બનશે? તે

ક્રાંતિમાં પરિણમશે ખરી? આ વાત અમે નથી જાણતા, અને કોઈ જાણી શકે પણ નહિ. અગ્રિમ વર્ગે, સર્વહારા વર્ગે, ક્રાંતિકારી લાગણીના વિકાસ દરમિયાન તથા ક્રાંતિકારી કદમ સુધીના સંક્રમણ દરમિયાન હાંસલ કરેલો **અનુભવ** જ તેનો જવાબ પૂરો પાડી શકે. આ સંબંધમાં "ભ્રમો"ની અથવા ભ્રમોને રદિયાની કશી વાત થઈ જ ન શકે કારણ કે કોઈ પણ સમાજવાદીએ ક્યારેય ગેરંટી આપી જ નથી કે આ યુદ્ધ જ (આ પછીનું નહિ), આજની ક્રાંતિકારી પરિસ્થિતિ જ (આવતીકાલની નહિ), ક્રાંતિ પેદા કરશે. આપણે જેની ચર્ચા કરી રહ્યા છીએ એ તો સઘળા સમાજવાદીઓની નિર્વિવાદ તથા મૂળભૂત ફરજની વાત છે—ક્રાંતિકારી પરિસ્થિતિનું અસ્તિત્વ લોકસમુદાયોની સમક્ષ છતું કરવાની, તેનો વ્યાપ તથા ગહનતા સમજાવવાની, સર્વહારા વર્ગની અંદર ક્રાંતિકારી જાગૃતિ તથા ક્રાંતિકારી નિર્ધાર પેદા કરવાની, તેને ક્રાંતિકારી કદમ ઉઠાવવાની કક્ષાએ પહોંચી જવામાં મદદ કરવાની, અને એ હેતુની સિદ્ધિ અર્થે ક્રાંતિકારી પરિસ્થિતિને અનુરૂપ સંગઠનો સ્થાપવાની વાત છે.

સમાજવાદી પાર્ટીઓની ફરજ એવી હોવા અંગે શંકા આણવાની હિંમત કોઈ પણ પ્રભાવશાળી અથવા જવાબદાર સમાજવાદીએ કદી નથી કરી. બાઝેલ જાહેરનામામાં જરા સરખાયે "ભ્રમો" સેવ્યા કે ફેલાવ્યા વગર સમાજવાદીઓની આ ફરજનો—લોકોને જાગ્રત કરવા તથા ખળભળાવી દેવાની (પ્લેખાનોવ, અક્સેલરોદ, તથા કાઉત્સ્કીએ કર્યું છે તેમ તેઓને અંધરાષ્ટ્રવાદની લાગણી વડે શિથિલ બનાવી દેવાની નહિ), મૂડીવાદના પતનને **"ઝડપી બનાવી શકાય"** એવી રીતે કટોકટીનો "ફાયદો ઉઠાવવાની", અને કોમ્યૂન તથા ૧૯૦૫ના ઑક્ટોબર-ડિસેંબરનાં **ઉદાહરણોમાંથી** માર્ગદર્શન લેવાની ફરજનો—વિશિષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વર્તમાન પાર્ટીઓનો એ ફરજ બજાવવાનો ઈનકાર એટલે તેઓની દગાખોરી, રાજકીય મોત, પોતાની ભૂમિકાનો પરિત્યાગ, અને ભાગીને મૂડીદાર વર્ગના પક્ષમાં શરણાગતિ.

## ૩

પરંતુ એમ **બન્યું** કેવી રીતે કે બીજી ઈન્ટરનેશનલના અત્યંત જાણીતા પ્રતિનિધિઓ તથા આગેવાનોએ સમાજવાદનો દ્રોહ કર્યો? આ સવાલની વિગતવાર છણાવટ અમે આગળ જતાં કરીશું, પહેલાં તો આ દગાખોરીને "સૈદ્ધાંતિક" દૃષ્ટિએ ઉચિત ઠરાવવાના પ્રયાસોનું પરીક્ષણ કરી લઈએ. અમે

સામાજિક-અંધરાષ્ટ્રવાદના મુખ્ય સિદ્ધાંતોનું સ્વરૂપ બતાવવાનો પ્રયત્ન કરીશું. તેના પ્રતિનિધિઓ તરીકે પ્લેખાનોવને (જે મુખ્યત્વે ઍંગ્લો-ફ્રેંચ અંધરાષ્ટ્રવાદીઓની, હાઈન્ડમેન તથા તેના નવા અનુયાયીઓની, દલીલોનું પુનરાવર્તન કરે છે) અને કાઉત્સ્કીને (જે ઘણી વધારે સૈદ્ધાંતિક ગહનતાનો આભાસ ધરાવતી ઘણી વધારે "સૂક્ષ્મ" દલીલો રજૂ કરે છે) ગણાવી શકાય.

એ સિદ્ધાંતોમાં સૌથી અણઘડ કદાચ "આરંભ કોણે કર્યો?"નો છે. તેને શબ્દોમાં આ રીતે વર્ણવી શકાય: અમારી ઉપર હુમલો થયો છે અને અમે અમારો બચાવ કરી રહ્યા છીએ, સર્વહારા વર્ગનાં હિતો તકાદો કરે છે કે યુરોપમાં શાંતિનો ભંગ કરનારાઓની જોડે બરાબર કામ લેવામાં આવે. આ તો સઘળી સરકારોની જાહેરાતોનો તેમ જ આખી દુનિયાનાં મૂડીવાદી તથા ગલીચ અખબારોની રાડારાડીનો નવેસરથી બનાવેલો ખીચડો જ છે. પ્લેખાનોવે તો અણઘડતાના આવા જર્જરિત નમૂનાને પણ "દ્વંદ્વાત્મકતા"ના પોતાના અનિવાર્ય ખાંધા ઉલ્લેખ વડે શણગાર્યો છે: તે જણાવે છે કે નક્કર પરિસ્થિતિની મુલવણી કરવા માટે આપણે સૌપ્રથમ તો શોધી કાઢવું જોઈએ કે આરંભ કોણે કર્યો છે, અને તેને સજા કરવી જોઈએ; બીજી બધી સમસ્યાઓને નવી પરિસ્થિતિ ઊભી થાય ત્યાં સુધી મુલતવી રાખવી પડશે. (જુઓ પ્લેખાનોવની પુસ્તિકા 'યુદ્ધ', પેરિસ, ૧૯૧૪, અને તેમાંની દલીલોનું અક્સેલરોદે 'ગોલોસ'[13]ના ૮૬ તથા ૮૭મા અંકમાં કરેલું પુનરાવર્તન.) દ્વંદ્વાત્મકતાની જગ્યાએ વાક્છલને મૂકી દેવાની ઉમદા રમતમાં પ્લેખાનોવે નવો વિક્રમ સ્થાપ્યો છે. વાક્છલનો ઉસ્તાદ ઘણી "દલીલો"માંથી એકને પકડી લેતો હોય છે. લાંબા વખત પહેલાં હેગેલે ખરું નિરીક્ષણ કરેલું કે કોઈ પણ બાબતને પુરવાર કરવા સારુ "દલીલો" તો મળી જ આવે. દ્વંદ્વાત્મક તર્ક માગણી કરે છે કે ચોક્કસ સામાજિક પરિઘટનાનું તેના વિકાસની દૃષ્ટિએ અનેકાંગી પરીક્ષણ કરવામાં આવે અને બાહ્ય તથા દેખીતાનું પૃથક્કરણ કરીને તેમાંથી મૂળભૂત અભિપ્રેરક પરિબળો અંગેનું, ઉત્પાદક શક્તિઓના વિકાસ અંગેનું, તથા વર્ગસંઘર્ષ અંગેનું સારતત્ત્વ તારવવામાં આવે. પ્લેખાનોવે જર્મન સામાજિક-લોકશાહીવાદી અખબારોમાંથી એક અવતરણ ખેંચી કાઢ્યું છે: તે જણાવે છે કે યુદ્ધ પહેલાં ખુદ જર્મનોએ કબૂલ કરેલું કે "આરંભ" ઑસ્ટ્રિયા તથા જર્મનીએ કર્યો છે, અને એટલે વાત પતી જાય છે. તે એ હકીકતનો ઉલ્લેખ નથી કરતો કે ગેલિસિયા, આર્મેનિયા, વગેરેને જીતી લેવાની ઝારશાહી યોજનાઓને રશિયન સમાજવાદીઓએ ફરી કરીને ઉઘાડી પાડી હતી. ઓછામાં ઓછા ગત ત્રણ

દાયકાના આર્થિક તથા મુત્સદ્દીગીરી સંબંધી ઈતિહાસનું પરીક્ષણ કરવાનો જરા સરખોયે પ્રયાસ તે નથી કરતો. એ ઈતિહાસ અંતિમ રૂપમાં પુરવાર કરી દે છે કે હાલ યુદ્ધરત સત્તાઓનાં **બન્ને** જૂથોના રાજકારણના પાયામાં સંસ્થાનો જીતી લેવાની, પરદેશોને લૂંટવાની, અને વધારે સફળ હરીફોની હકાલપટ્ટી કરવાની તથા તેઓને તારાજ કરી નાખવાની નીતિ રહી છે.*

---

* સમાજવાદીની અદા ધારણ કરવા અંગે જરાય અણગમો ન ધરાવતા બ્રિટિશ શાંતિવાદી બ્રેઈલ્સફોર્ડની કૃતિ 'પોલાદ તથા સુવર્ણનું યુદ્ધ' (લંડન ૧૯૧૪, ૧૯૧૪ના માર્ચમાં પ્રકાશિત પુસ્તક!) ખૂબ બોધપ્રદ છે. લેખકને સ્પષ્ટ પ્રતીતિ છે કે રાષ્ટ્રીય સમસ્યાઓ હવે પૃષ્ઠભૂમિમાં ચાલી ગઈ છે અને ઉકેલાઈ ગઈ છે (પૃષ્ઠ ૩૫), વર્તમાન સમયનો સવાલ એ નથી, "આધુનિક મુત્સદ્દીગીરીનો લાક્ષણિક સવાલ" તો બગદાદ રેલવેનો, એ રેલવે માટે પાટાના ઠેકાનો, મોરોક્કોની ખાણોનો, અને એવી બાબતોનો છે. સાંસ્થાનિક પ્રભાવક્ષેત્રોના વિભાજન તથા પેરિસના પરદેશી નાણાબજારમાં જર્મન જામીનગીરીઓના ભાવ અંગેના કરારના આધારે જર્મની જોડે સમજણ કરી લેવાના કાઈઓના પ્રયત્નોની (૧૯૧૧ તથા ૧૯૧૩માં) સામે ફ્રેંચ દેશભક્તો તથા બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ લડયા હતા એ હકીકતને લેખક "યુરોપિયન મુત્સદ્દીગીરીના તાજેતરના ઈતિહાસમાં અત્યંત બોધપ્રદ ઘટનાઓ"માંની એક ખરી રીતે જ ગણે છે. **બ્રિટિશ** તથા **ફ્રેંચ** મૂડીદાર વર્ગે એવા કરારના પ્રયાસોને **નિષ્ફળ બનાવી દીધા** (પૃષ્ઠ ૩૮-૪૦). સામ્રાજ્યવાદનું લક્ષ્ય નબળા દેશોમાં મૂડીની નિકાસ કરવાનું છે (પૃષ્ઠ ૭૪). બ્રિટનમાં એવી મૂડીમાંથી હાંસલ કરવામાં આવેલા નફાની કુલ રકમ ૧૮૯૯માં નવ કરોડ અને દસ કરોડ પાઉંડની વચ્ચે હતી (ગિફેન), અને ૧૯૦૯માં ચૌદ કરોડ પાઉંડ હતી (પેઈશ). અમે તેમાં એટલું ઉમેરી શકીએ કે લોઈડ જયોર્જે તાજેતરના એક પ્રવચનમાં એવા નફાની રકમ વીશ કરોડ પાઉંડની, અર્થાત્ લગભગ ૨૦૦ કરોડ રૂબલની, ગણાવી હતી. મેલાં કારસ્તાનો તથા ઊંચા દરજ્જાના તુર્કીઓને લાંચરુશવત, અને બ્રિટિશ ઉમરાવ પરિવારોના જુવાન નબીરાઓને હિંદુસ્તાન તથા મિસરમાં વૈભવની નોકરીઓ— મુખ્ય લક્ષણો એવાં છે (પૃષ્ઠ ૮૫-૮૭). તે જણાવે છે કે હથિયારો તથા યુદ્ધમાંથી નજીવી લઘુસંખ્યાને લાભ મળે છે ખરો, પરંતુ એ લઘુસંખ્યાને સમાજનું તથા નાણાં ધીરનારાઓનું પીઠબળ હોય છે, જયારે સુલેહના અનુયાયીઓની પાછળ તો કુસંપમાં અટવાઈ ગયેલી વસતિ છે (પૃષ્ઠ ૯૩). આજે સુલેહ તથા

યુદ્ધ અંગેના જે મુખ્ય દ્વંદ્વાત્મક વિધાનને પ્લેખાનોવે મૂડીદાર વર્ગને ખુશ કરવા સારુ બેશરમીથી વિકૃત કરી નાખ્યું છે તે આવું છે: **"યુદ્ધ તો રાજકારણનું અન્ય"** (અર્થાત્ જુલમી) **"રીતો વડે સાતત્ય જ છે."** જેના ચિંતનને હેગેલે ઉત્તેજિત કર્યું હતું એ ક્લાઉઝેવિત્ઝે*, યુદ્ધના ઈતિહાસ વિશેના મહાનતમ લેખકોમાંના એકે, એવું વિધાન કર્યું છે. માર્ક્સ અને એંગેલ્સનું ધોરણ પણ

---

નિ:શસ્ત્રીકરણની વાતો કરનારો શાંતિવાદી આવતીકાલે એવી પાર્ટીનો સભ્ય પુરવાર થઈ જાય છે કે જે પૂર્ણ રૂપે યુદ્ધના ઠેકેદારોની ઉપર જ મદાર રાખે છે (પૃષ્ઠ ૧૬૧). તેખડિયા સમહિત જૂથની ફતેહ થશે તો તે મોરોક્કોને પચાવી પાડશે અને ઈરાનના ભાગલા પાડી નાખશે, એકસંપીના તેખડા[14]ની ફતેહ થશે તો તે ટ્રિપોલી કબજે કરી લેશે, બોસ્નિયા ઉપરની પકડ મજબૂત બનાવશે, અને તુર્કીને તાબેદાર બનાવી દેશે (પૃષ્ઠ ૧૬૭). ૧૯૦૬ના માર્ચમાં લંડન પેરિસે રશિયાને અબજોની સહાય કરી, અને આઝાદીની લડતને કચડી નાખવામાં ઝારશાહીને મદદ કરી (પૃષ્ઠ ૨૨૫-૨૮). આજે બ્રિટન ઈરાનની ગળચી દબાવવામાં રશિયાને મદદ કરી રહ્યું છે (પૃષ્ઠ ૨૨૯). બાલ્કન યુદ્ધ રશિયાએ ઉશ્કેર્યું (પૃષ્ઠ ૨૩૦). — આમાં નવીન કશું જ નથી, ખરું ને? આ બધું તો સામાન્ય રીતે જાણીતું છે અને આખી દુનિયાનાં સામાજિક-લોકશાહીવાદી અખબારોમાં તેને હજારો વાર દોહરાવવામાં આવ્યું છે. યુદ્ધની પૂર્વવેળાએ એક બ્રિટિશ મૂડીવાદીને આ બધું બને એટલું સ્પષ્ટ દેખાઈ આવે છે. પ્લેખાનોવ તથા પોત્રેસોવે રજૂ કરેલા જર્મનીના અપરાધ અંગેના સિદ્ધાંતો, અથવા મૂડીવાદી વ્યવસ્થામાં નિ:શસ્ત્રીકરણ તથા કાયમી શાંતિની "શક્યતાઓ" અંગેનો કાઉત્સ્કીનો સિદ્ધાંત, આ સાદી તથા સૌને જાણીતી હકીકતોની પૃષ્ઠભૂમિમાં કેવો નિરર્થક લવારો, કેવો આત્મસંતોષી દંભ, અને કેવાં નિર્લજ્જ જૂઠાણાં છે!

* Karl von Clausewitz: «*Vom Kriege*» Werke, I Bd., S. 28. Cf. III Bd., S 139-140: "સૌ જાણે છે કે યુદ્ધો સરકારોના તથા રાષ્ટ્રોના રાજકીય સંબંધોને કારણે જ થતાં હોય છે; પરંતુ સાધારણ રીતે એવી પરિસ્થિતિનું ચિત્રણ કરવામાં આવે છે કે જાણે યુદ્ધ શરૂ થતાં જ એ સંબંધો ખતમ થઈ જતા હોય અને તદ્દન નવી પરિસ્થિતિનું સર્જન થતું હોય, તથા એ નવી પરિસ્થિતિમાં તેના આગવા નિયમોનું પાલન થતું હોય. પરંતુ અમે એથી ઊલટું કથન કરીએ છીએ કે યુદ્ધ એટલે બીજી રીતોની દખલગીરી વડે રાજકીય સંબંધોના સાતત્ય સિવાય બીજું કશું જ નથી."

હંમેશાં એવું જ રહ્યું હતું, તેઓ દરેક યુદ્ધને ચોક્કસ ગાળામાં સંબંધિત સત્તાઓના — અને એ દેશોની અંદર **વિવિધ વર્ગોના** — રાજકારણનું **સાતત્ય** ગણતા હતા.

પ્લેખાનોવના અણઘડ અંધરાષ્ટ્રવાદના પાયામાં પણ બરાબર એ જ સૈદ્ધાંતિક ધોરણ છે કે જે કાઉત્સ્કીના વધારે સૂક્ષ્મ તથા સાકરિયા-સમાધાની અંધરાષ્ટ્રવાદના પાયામાં છે. બધા દેશોના સમાજવાદીઓના "પોતપોતાના" મૂડીદારોના પક્ષમાં આશરો લેવાના ભાગેડુ કૃત્યને આશીર્વાદ આપતી વેળા કાઉત્સ્કી નીચેની દલીલોનો ઉપયોગ કરે છે:

> પિતૃભૂમિનો બચાવ કરવો એ દરેકનો અધિકાર તથા ફરજ છે, મારા રાષ્ટ્રની સામે યુદ્ધ લડનારાં રાષ્ટ્રો સમેત સઘળાં રાષ્ટ્રોના સમાજવાદીઓના એવા અધિકારને માન્ય કરવામાં જ ખરો આંતરરાષ્ટ્રવાદ સમાયેલો છે... (જુઓ «*Die Neue Zeit*», ૨ ઑક્ટોબર, ૧૯૧૪, અને એ જ લેખકની અન્ય કૃતિઓ.)

આ અજોડ બુદ્ધિવ્યાપારમાં સમાજવાદની એવી અકથ્ય ઠેકડી છે કે તેનો ઉત્તમ જવાબ આપવા માટે એક તરફ વિલ્હેલ્મ બીજાની તથા નિકોલાઈ બીજાની અને બીજી તરફ પ્લેખાનોવની તથા કાઉત્સ્કીની છબીઓવાળો ચંદક બનાવવો પડે. આપણને ખરા આંતરરાષ્ટ્રવાદનો અર્થ એવો જણાવવામાં આવે છે કે ફ્રેંચ કામદારોની ઉપર જર્મન કામદારોના ગોળીબારને અને જર્મન કામદારોની ઉપર ફ્રેંચ કામદારોના ગોળીબારને આપણે "પિતૃભૂમિના રક્ષણના" નામે વાજબી ઠરાવવા જોઈએ!

પરંતુ કાઉત્સ્કીની દલીલોના સૈદ્ધાંતિક આધારનું વધારે બારીક પરીક્ષણ કરતાં એ જ ખયાલ છતો થઈ જશે કે જેની ક્લાઉઝેવિત્ઝે લગભગ એંશી વરસ પહેલાં ઠેકડી ઉડાડી હતી, અર્થાત્ એવો ખયાલ કે રાષ્ટ્રો તથા વર્ગો વચ્ચે ઐતિહાસિક રીતે સર્જાયેલા તમામ રાજકીય સંબંધો યુદ્ધ ફાટી નીકળે ત્યારે ખતમ થઈ જાય છે અને તદ્દન નવી પરિસ્થિતિ ઊભી થાય છે! "કેવળ" હુમલો કરનારાઓ અને તેની સામે પોતાનો બચાવ કરનારાઓ જ, "કેવળ" "પિતૃભૂમિના દુશ્મનોને" મારી હઠાવનારાઓ જ હોય છે! પૃથ્વીની લગભગ અરધી વસતિને આવરી લેતાં સંખ્યાબંધ રાષ્ટ્રોની ઉપર વર્ચસ્વી સામ્રાજ્યવાદી રાષ્ટ્રો તરફથી વરસાવવામાં આવતો જુલમ, એ દેશોના મૂડીદાર વર્ગોની વચ્ચે લૂંટના ભાગ સારુ

ચડસાચડસી, કામદાર વર્ગીય આંદોલનમાં ફાટફૂટ પડાવવાની અને તેને દબાવી દેવાની મૂડીદારોની મુરાદ—પ્લેખાનોવ તથા કાઉત્સ્કીની વાકેફગારીમાંથી આ બધું એકાએક અદૃશ્ય થઈ ગયું છે, જોકે તેઓ પોતે યુદ્ધ પહેલાં દાયકાઓ સુધી એ જ "રાજકારણ"નું વર્ણન રટતા રહ્યા હતા.

આ સંબંધમાં, સામાજિક-અંધરાષ્ટ્રવાદના એ બે સરદારો માર્ક્સ અને એંગેલ્સ સંબંધી ગલત ઉલ્લેખોનો ઉપયોગ પોતાની "સર્વોત્તમ" દલીલ તરીકે કરે છે. પ્લેખાનોવ ૧૮૧૩ના પ્રશિયાના અને ૧૮૭૦ના જર્મનીના રાષ્ટ્રીય યુદ્ધને યાદ કરે છે, અને કાઉત્સ્કી અત્યંત વિદ્વત્તાની અદા ધારણ કરીને દલીલ કરે છે કે ૧૮૫૪-૫૫ તથા ૧૮૫૯ તથા ૧૮૭૦-૭૧નાં યુદ્ધોમાં કોની સફળતા (અર્થાત્ કયા મૂડીદાર વર્ગની સફળતા) વધારે વાંછનીય ગણાય એવા સવાલનું પરિક્ષણ માર્ક્સે કર્યું હતું, અને ૧૮૭૬-૭૭ તથા ૧૮૯૭નાં યુદ્ધોની બાબતમાં માર્ક્સવાદીઓએ એમ જ કર્યું હતું. દરેક જમાનામાં વિતંડાવાદીઓને એવાં ઉદાહરણો ટાંકવાની ટેવ હોય છે કે જેમાં ઉલ્લેખિત પરિસ્થિતિઓ સિદ્ધાંતની દૃષ્ટિએ સાવ નિરાળી હોય. તેઓ ભૂતકાળનાં જે યુદ્ધોનો ઉલ્લેખ કરે છે એ યુદ્ધો મૂડીદાર વર્ગનાં ઘણાં વરસોથી ચાલતાં રાષ્ટ્રીય આંદોલનોના, પરદેશી ધૂંસરીની સામે તથા આપખુદશાહીની (તુર્કી અથવા રશિયન) સામે ચાલતાં આંદોલનોના, "રાજકારણના સાતત્ય"નાં જ હતાં. એ વખતે એકમાત્ર સવાલ આવો હતો કે કયા મૂડીદાર વર્ગની સફળતા બહેતર ગણવી. માર્ક્સવાદીઓ પ્રજાઓની રાષ્ટ્રીય ભાવનાને **ઉત્તેજીને** તેઓને એવાં યુદ્ધો સારુ **અગાઉથી જાગ્રત કરી** શકતા હતા, માર્ક્સે ૧૮૪૮માં તથા આગળ જતાં રશિયાની વિરુદ્ધ યુદ્ધની હાકલ કરેલી ત્યારે એમ જ કર્યું હતું, અને જર્મનોની ઉપર જુલમ વરસાવનારાઓની સામે—નેપોલિયન ત્રીજા તથા રશિયન ઝારશાહીની સામે—જર્મન રાષ્ટ્રીય ધિક્કારને એંગેલ્સે ૧૮૫૯માં ઉત્તેજન આપ્યું હતું.*

---

*જે યુરોપિયન રાષ્ટ્રોએ, અર્થાત્ "ખાસ કરીને સ્લાવ તથા રશિયનોએ", પોતાને પ્રતિક્રાંતિકારી જાહેર કરી દીધાં હતાં તેઓની સામે ક્રાંતિકારી યુદ્ધની તરફેણના માર્ક્સના ૧૮૪૮ના ધોરણને મિસ્ટર ગાર્દેનિને «Zhizn»[15]માં "ક્રાંતિકારી અંધરાષ્ટ્રવાદ"નું — પણ અંધરાષ્ટ્રવાદનું—ધોરણ ગણાવ્યું છે. માર્ક્સની ઉપર એવા દોષારોપણમાં એ "ઉદ્દામ" સમાજવાદી-ક્રાંતિકારીનો તકવાદ (અથવા—ખરું કહીએ તો **અને**—અસંબદ્ધતા) ફરી વાર જાહેર થઈ

સામંતશાહી તથા આપખુદશાહીનો સામનો કરવાના — મૂડીદાર વર્ગના મુક્તિસંઘર્ષના — "રાજકારણના સાતત્ય"ની સરખામણી જરાજીર્ણ મૂડીદાર વર્ગના, **અર્થાત્** સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના, **અર્થાત્** જેણે આખી દુનિયામાં લૂંટ ચલાવી છે એવા મૂડીદાર વર્ગના, ઠકરાતી જમીનદારોની જોડે એકસંપી કરીને સર્વહારા વર્ગને કચડી નાખવાના પ્રયાસો કરનારા પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગના "રાજકારણના સાતત્ય"ની સાથે કરવી એટલે ખડી અને પનીરની સરખામણી કરવી. એ તો "મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ" રોબેસપ્યેર, ગેરિબાલ્ડી, તથા ઝેલ્યાબોવની સરખામણી મિલેરાં, સાલાન્દ્રા, તથા ગુચકોવ જેવા "મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ"ની જોડે કરવા જેવી વાત છે. જે મહાન મૂડીવાદી ક્રાંતિકારીઓ પોતપોતાની મૂડીવાદી "પિતૃભૂમિઓ" વતી બોલવાનો ઐતિહાસિક અધિકાર ધરાવતા હતા, અને જેમણે આપખુદશાહી વિરુદ્ધના યુદ્ધમાં નવાં રાષ્ટ્રોના લાખો ઇન્સાનોની સભ્ય જીવનની દિશામાં આગેકૂચની આગેવાની કરી હતી, તેમના પ્રત્યે અત્યંત ઊંડો આદર ન ધરાવનારો માણસ માર્ક્સવાદી ન હોઈ શકે. બેલ્જિયમની ગળચી દબાવી દેવાના જર્મન સામ્રાજ્યવાદીઓના કૃત્યના સંબંધમાં, અથવા ઑસ્ટ્રિયા તથા તુર્કીમાં લૂંટ ચલાવવા અંગે બ્રિટન, ફ્રાંસ, રશિયા, તથા ઇટાલીના સામ્રાજ્યવાદીઓ વચ્ચેના કરારના સંબંધમાં, "પિતૃભૂમિના રક્ષણ"ની વાતો કરનારા પ્લેખાનોવ તથા કાઉત્સ્કીના વાક્છલ પ્રત્યે ઘૃણા ન ધરાવનારો માણસ પણ માર્ક્સવાદી ન હોઈ શકે.

સામાજિક-અંધરાષ્ટ્રવાદનો એક બીજો "માર્ક્સવાદી" સિદ્ધાંત આ મુજબ છે: સમાજવાદ મૂડીવાદના ઝડપી વિકાસ ઉપર આધારિત હોય છે; મારો દેશ વિજયી થાય તો તેમાં મૂડીવાદનો વિકાસ, અને તેના પરિણામે સમાજવાદનું આગમન, ઝડપી બને; મારો દેશ પરાજિત થાય તો તેમાં આર્થિક વિકાસ મંદ પડી જાય, અને તેના પરિણામે સમાજવાદના આગમનમાં વિલંબ થાય. આ

---

જાય છે. અમે માર્ક્સવાદીઓ **પ્રતિક્રાંતિકારી** રાષ્ટ્રોની વિરુદ્ધ **ક્રાંતિકારી** યુદ્ધની તરફેણમાં હંમેશાં રહ્યા છીએ અને આજે પણ છીએ. દાખલા તરીકે, ૧૯૨૦માં અમેરિકામાં અથવા યુરોપમાં સમાજવાદ **વિજયી થઈ જાય** અને પછી ધારો કે જાપાન તથા ચીન પોતાના બિસ્માર્કો મારફત અમારી વિરુદ્ધ કારવાઈ કરે — શરૂઆતમાં ભલે માત્ર મુત્સદ્દીગીરીની કક્ષાએ જ — **તો** અમે ચોક્કસ તેઓની વિરુદ્ધ આક્રમક ક્રાંતિકારી યુદ્ધની તરફેણ કરીશું. તમને આ વાત અજબ લાગે છે, ખરું ને મિસ્ટર ગાર્દેનિન? પરંતુ તમે તો રોપશિન છાપના ક્રાંતિકારી છો ને!

સ્રૂવેવાદી સિદ્ધાંતને રશિયામાં પ્લેખાનોવે અને જર્મનીમાં લેન્ચ તથા બીજાઓએ વિકસાવ્યો છે. કાઉત્સ્કીએ આ અણઘડ સિદ્ધાંતની વિરુદ્ધ, તેનું ઉઘાડું સમર્થન કરનારા લેન્ચની વિરુદ્ધ તેમ જ છાનું સમર્થન કરનારા કુનોવની વિરુદ્ધ, દલીલો કરી છે; પરંતુ તેનો એકમાત્ર ઉદ્દેશ વધારે સૂક્ષ્મ તથા વધારે કપટી અંધરાષ્ટ્રવાદી સિદ્ધાંતના આધારે બધા દેશોના સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની અંદર સુમેળ સાધવાનો છે.

આ અણઘડ સિદ્ધાંતની છણાવટ જરૂરી નથી. સ્રૂવેની 'ટીકાત્મક નોંધો' ૧૮૯૪માં પ્રકાશિત થઈ હતી, અને ક્રાંતિકારી અંતસ્તત્ત્વ **નિચોવી લેવામાં આવેલા** કોઈ "માર્ક્સવાદ"નો અંચળો ઓઢીને પોતાના વિચારો રજ કરવાની તથા પોતાની મુરાદોની હિમાયત કરવાની સુજાણ રશિયન મૂડીવાદીની "ટેવ" વિશે રશિયન સામાજિક-લોકશહીવાદીઓ ગત વીશ વરસ દરમિયાન પૂરેપૂરા વાકેફગાર બની ગયા છે. તાજેતરની ઘટનાઓએ સાફ સાબિત કરી દીધું છે કે સ્રૂવેવાદમાં મૂડીવાદી સિદ્ધાંતકારોની માર્ક્સવાદને "માયામમતા વડે" ખતમ કરી નાખવાની, આલિંગનોમાં કચડી નાખવાની, માર્ક્સવાદના "આંદોલનાત્મક", "ભાષણિયા", "બ્લાંકીવાદી-તરંગી" પાસા સિવાય બાકીનાં "તમામ" "ખરેખરાં વૈજ્ઞાનિક" પાસાંની અને મૂળતત્ત્વોની માત્ર દંભી સ્વીકૃતિ વડે તેને ખતમ કરી નાખવાની કેવળ રશિયન જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય જહેમત વ્યક્ત થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ માર્ક્સવાદમાંથી સુધારાઓ માટેનો સંઘર્ષ, વર્ગસંઘર્ષ (સર્વહારા વર્ગની સરમુખત્યારી સિવાય), "સમાજવાદી આદર્શો"ને "સામાન્ય" માન્યતા, અને મૂડીવાદને સ્થાને "નવી વ્યવસ્થા"ની સ્થાપના સમેત જે કંઈ ઉદારવાદી મૂડીદાર વર્ગને સ્વીકાર્ય હોય તે બધું લઈ લે છે; અને માર્ક્સવાદના "કેવળ" ચેતનમય આત્માને જ, "કેવળ" તેના ક્રાંતિકારી અંતસ્તત્ત્વને જ, ફગાવી દે છે.

માર્ક્સવાદ મુક્તિના સર્વહારા આંદોલનનો સિદ્ધાંત છે. એટલે સ્પષ્ટ છે કે માર્ક્સવાદની જગ્યાએ સ્રૂવેવાદને મૂકી દેવાના કોઈ પણ પ્રયાસની ઉપર વર્ગજાગ્રત કામદારોએ વધારેમાં વધારે ધ્યાન આપવું જોઈએ આ પ્રક્રિયાનાં અભિપ્રેરક પરિબળો બહુવિધ તથા અનેકાંગી હોય છે. અમે માત્ર ત્રણ મુખ્ય પરિબળો પ્રત્યે નિર્દેશ કરીશું: ૧) વિજ્ઞાનનો વિકાસ માર્ક્સને ખરો સાબિત કરતી સામગ્રી વધારે ને વધારે પ્રમાણમાં પૂરી પાડી રહ્યો છે. એથી તેની સામે દંભી રીતે લડવાનું આવશ્યક બની જાય છે— માર્ક્સવાદના સિદ્ધાંતોનો ઉઘાડો વિરોધ ન કરવો પરંતુ તેને સ્વીકારી લેવાનો ઢોંગ કરવો, અને સાથે સાથે

વાક્છલ વડે તેનું સત્ત્વ હરી લેવું તથા તેને એવી પવિત્ર "દેવપ્રતિમા"માં પલટાવી નાખવો કે જે મૂડીદાર વર્ગને કશું નુકસાન ન કરે. ૨) સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની અંદર તકવાદનો વિકાસ માર્ક્સવાદની એવી "પુનર્ઘટનાને" ઉત્તેજન આપે છે અને તકવાદની તરફેણમાં જાતજાતની છૂટછાટોને ખરી ઠરાવવા સારુ તેને અનુકૂળ ઘાટ આપે છે. ૩) સામ્રાજ્યવાદના યુગમાં જગત એવાં "મહાન" વિશેષાધિકારી રાષ્ટ્રોની અંદર વહેંચાઈ ગયું છે કે જે બાકીનાં બધાં રાષ્ટ્રોનું પીડન કરે છે. એ વિશેષાધિકારો તથા પીડનના આધારે ચલાવવામાં આવતી લૂંટમાંથી થોડાક કોળિયા નિમ્નમૂડીવાદી વર્ગના અમુક હિસ્સાઓને તેમ જ કામદાર વર્ગના અમીર થરને તથા નોકરશાહીને ભાગે પણ બેશક જાય છે. સર્વહારા વર્ગ તથા મહેનતકશ લોકસમુદાયોની નહિવત લઘુસંખ્યા બની રહેતા એ સ્તરો "સ્રૂવેવાદ"ની તરફ ઢળે છે, કારણ કે **બધાં** રાષ્ટ્રોના પીડિત લોકસમુદાયોની સામે તેઓના "પોતાના" મૂડીદાર વર્ગ જોડેની તેઓની એકસંપીને ઉચિત ઠરાવવાનું સાધન સ્રૂવેવાદ પૂરું પાડે છે. આપણને આ બાબતની છણાવટ કરવાનો પ્રસંગ આગળ જતાં ઇન્ટરનેશનલના પતનનાં કારણોના સંબંધમાં મળશે.

૪

સામાજિક-અંધરાષ્ટ્રવાદનો સૌથી વધારે હિકમતી સિદ્ધાંત, બેહદ કાબેલિયાતથી ટાપટીપ કરીને વૈજ્ઞાનિક તથા આંતરરાષ્ટ્રીય દેખાય એવી રીતે ઘડવામાં આવેલો સિદ્ધાંત, કાઉત્સ્કીએ રજૂ કરેલો "અતિ-સામ્રાજ્યવાદ"નો સિદ્ધાંત છે. એ સિદ્ધાંતનું ખુદ પ્રણેતાના શબ્દોમાં તદ્દન સ્પષ્ટ, વધારેમાં વધારે ચોક્કસ, અને સાવ તાજેતરનું નિરૂપણ આ મુજબ છે:

> "બ્રિટનમાં રક્ષણવાદી આંદોલનમાં ઓટ, અમેરિકામાં જકાતમાં કમી, નિઃશસ્ત્રીકરણની દિશાનું વહેણ, યુદ્ધનાં તાત્કાલિક પુરોગામી વરસોમાં ફ્રાંસ તથા જર્મનીમાંથી મૂડીની નિકાસમાં ઝડપી ઘટાડો, અને છેલ્લે નાણાકીય મૂડીની વિવિધ ટોળકીઓની વચ્ચે વધતાં જતાં આંતરરાષ્ટ્રીય જોડાણો— આ સર્વને કારણે મને વિચાર થાય છે કે વર્તમાન સામ્રાજ્યવાદી નીતિને સ્થાને એક નવી અતિ-સામ્રાજ્યવાદી નીતિ આવી શકે ખરી કે જે રાષ્ટ્રીય નાણાકીય મૂડીની પરસ્પર હરીફાઈઓને બદલે આંતરરાષ્ટ્રીય રૂપે એકતાબદ્ધ નાણાકીય મૂડી વડે જગતનું સંયુક્ત શોષણ ચાલુ કરે. મૂડીવાદના એવા નવા

તબક્કાની ધારણા તો શક્ય છે જ. તે સિદ્ધ થઈ શકે ખરી? આ સવાલનો જવાબ આપવાનું આપણે માટે શક્ય બનાવવા સારુ પૂરતા આધારોનો હજુ અભાવ છે..." «*Die Neue Zeit*», અંક ૫, ૩૦મી એપ્રિલ ૧૯૧૫, પૃષ્ઠ ૧૪૪).

"...આ સંબંધમાં વર્તમાન યુદ્ધનો ક્રમ તથા પરિણામ કદાચ નિર્ણાયક સાબિત થાય. નાણાકીય મૂડીદારોની અંદર પણ રાષ્ટ્રીય ધિક્કારને વધારેમાં વધારે પ્રમાણમાં ભભુકાવીને, હથિયારોની સ્પર્ધાને વધારે ઉગ્ર બનાવીને, અને બીજા વિશ્વયુદ્ધને અનિવાર્ય બનાવીને તે અતિ-સામ્રાજ્યવાદની કમજોર શરૂઆતને કદાચ તદ્દન કચડી નાખે. 'સત્તાનો પંથ' નામની મારી પુસ્તિકામાં મેં નિરૂપેલી ભાવિની અગાહી એવા સંજોગોમાં ખરી સાબિત થઈ જાય; વર્ગો વચ્ચેનાં વેરઝેર વધારે ને વધારે તીવ્ર બનતાં જાય અને તેની સાથે મૂડીવાદમાં નૈતિક સડો પેસે... (શબ્દશ: "કારોબારનો ખાતમો, Abwirtschaftung, દેવાળું")." (નોંધ લેવી જ જોઈએ કે કાઉત્સ્કીના આવા ભારેખમ શબ્દનો અર્થ તો કેવળ એ ધિક્કાર જ છે કે જે "સર્વહારા વર્ગ અને નાણાકીય મૂડી વચ્ચેના મધ્યમ સ્તરો", અર્થાત્ "બુદ્ધિજીવી વર્ગ, નિમ્નમૂડીવાદીઓ, તથા નાના મૂડીદારો પણ", મૂડીવાદ પ્રત્યે ધરાવે છે.)... "પરંતુ યુદ્ધનો અંત કદાચ એથી નિરાળો પણ આવે. અતિ-સામ્રાજ્યવાદની નબળી શરૂઆત તેના પરિણામે કદાચ મજબૂત પણ બને. શાંતિના સમયમાં જે ઘટનાઓની આપણે લાંબા વખત સુધી વાટ જોવી પડે એવી ઘટનાઓનો વેગ તેના બોધપાઠોને લીધે" (આ વાત ધ્યાનમાં લો!) "કદાચ વધી જાય. તેનું પરિણામ જો એવું આવે, રાષ્ટ્રો વચ્ચે સમજણ થાય, નિ:શસ્ત્રીકરણ થાય, અને કાયમી શાંતિ સ્થપાય, તો યુદ્ધ પૂર્વે મૂડીવાદમાં વધતા જતા નૈતિક સડાનાં સૌથી અનિષ્ટ કારણો કદાચ અદૃશ્ય થઈ જાય." નવો તબક્કો બેશક સર્વહારા વર્ગની ઉપર "નવી કમનસીબીઓ", "કદાચ બદતર વિપદાઓ પણ", લાદશે, પરંતુ "અતિ-સામ્રાજ્યવાદ" "થોડા વખત પૂરતો" "મૂડીવાદના માળખાની અંદર નવી આશાઓ તથા આકાંક્ષાઓના યુગનું સર્જન કરશે" (પૃષ્ઠ ૧૪૫).

આ "સિદ્ધાંત"માંથી સામાજિક-અંધરાષ્ટ્રવાદને ઉચિત ઠરાવતો સાર કેવી રીતે તારવવામાં આવે છે?

"સિદ્ધાંતકાર"ની બાબતમાં વિચિત્ર લાગે એવી રીતે, અર્થાત્ નીચે મુજબ :

જર્મનીમાં ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓ કહે છે કે સામ્રાજ્યવાદ અને તેમાંથી પેદા થતાં યુદ્ધો આકસ્મિક નથી પરંતુ ધિરાણ મૂડીનું વર્ચસ્વ આણનારા મૂડીવાદનું અનિવાર્ય પરિણામ છે. એટલે ક્રાંતિકારી લોકવ્યાપી સંઘર્ષનો માર્ગ આપનાવવાનું જરૂરી બની જાય છે કારણ કે પ્રમાણમાં શાંતિમય વિકાસનો ગાળો ખતમ થઈ ગયો છે. "મવાળ"પંથી સામાજિક-લોકશાહીવાદીઓ બેશરમીથી જાહેર કરે છે: સામ્રાજ્યવાદ "જરૂરી" છે એટલે આપણે પણ સામ્રાજ્યવાદીઓ બની જવું જોઈએ. કાઉત્સ્કી "મધ્યમપંથી"ની ભૂમિકા લઈને એ બે વિચારો વચ્ચે સુમેળ સાધવાની કોશિશ કરે છે.

'રાષ્ટ્રીય રાજ્ય, સામ્રાજ્યવાદી રાજ્ય, અને રાજ્યોનો સંઘ' નામની પુસ્તિકામાં (ન્યુરેન્બેર્ગ, ૧૯૧૫) તે લખે છે કે "ઉગ્રવાદી ઉદ્દામો" અનિવાર્ય સામ્રાજ્યવાદની "સામે" સમાજવાદને મૂકવા માગે છે, અર્થાત્ "આપણે અરધી સદીથી મૂડીવાદી વર્ચસ્વનાં તમામ રૂપોની સામે સમાજવાદનો જે પ્રચાર ચલાવી રહ્યા છીએ તેને જ માત્ર નહિ પરંતુ સમાજવાદની તત્કાળ સિદ્ધિને પણ મૂકવા માગે છે. આ બાબત ખૂબ મૂળગામી તો લાગે છે, પરંતુ તે સમાજવાદની તત્કાળ અમલી સિદ્ધિમાં **ન માનનારા કોઈ પણ માણસને** સામ્રાજ્યવાદની છાવણીમાં **ધકેલી દેવાની** કામગીરી જ બજાવી શકે" (પૃષ્ઠ ૧૭, શબ્દો પર ભાર અમે મૂક્યો છે).

કાઉત્સ્કી સમાજવાદની તત્કાળ સિદ્ધિનો ઉલ્લેખ કરતી વેળા ચાલાકી "અજમાવે છે" કારણ કે તે એ હકીકતનો ફાયદો ઉઠાવે છે કે જર્મનીમાં, ખાસ કરીને લશ્કરી સેન્સરશિપના સંજોગોમાં, ક્રાંતિકારી કદમ વિશે બોલવાની શક્યતા જ નથી. કાઉત્સ્કી બરાબર જાણે છે કે ઉદ્દામ પાંખ પાર્ટી પાસેથી ક્રાંતિકારી કદમની તરફેણનો પ્રચાર અને એવા કદમની તૈયારી **તત્કાળ** કરવાની માગણી કરે છે, "સમાજવાદની તત્કાળ અમલી સિદ્ધિ"ની માગણી નથી કરતી.

સામ્રાજ્યવાદની જરૂરમાંથી ઉદ્દામ પાંખ ક્રાંતિકારી કદમની જરૂરનો સાર તારવે છે. પરંતુ "અતિ-સામ્રાજ્યવાદનો સિદ્ધાંત" કાઉત્સ્કી માટે તો **તકવાદીઓને ખરા ઠરાવવાનો** કીમિયો છે, પરિસ્થિતિની રજૂઆત એવી છાપ ઉપજાવવાના ઉદ્દેશે કરવાનો કીમિયો છે કે તકવાદીઓ મૂડીદાર વર્ગને પક્ષે નથી

ચાલ્યા ગયા, તેઓ તો સમાજવાદના તત્કાળ આગમનમાં ફક્ત "માનતા નથી", અને નિ:શસ્ત્રીકરણ તથા કાયમી શાંતિનો નવો "યુગ" "કદાચ" શરૂ થઈ જાય એવી અપેક્ષા રાખે છે. આ "સિદ્ધાંત"નો સાર ફક્ત આટલો જ છે, અને આટલો **જ** નીકળી શકે: મૂડીદાર વર્ગની સાથે તકવાદીઓ તથા સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓના જોડાણને તેમ જ **વર્તમાન ઝંઝાવાતી યુગમાં** ક્રાંતિકારી, અર્થાત્ સર્વહારા, કાર્યનીતિ સ્વીકારવાના તેઓના ઇનકારને વાજબી ઠરાવવા સારુ કાઉત્સ્કી મૂડીવાદના **નવા** શાંતિમય યુગની **આશાનો** દુરુપયોગ કરી રહ્યો છે, અને તે પણ બાઝેલ ઠરાવની ગંભીર જાહેરાતો છતાં!

પરંતુ કાઉત્સ્કી સાથે સાથે એમ નથી જણાવતો કે આ નવો તબક્કો અમુક ચોક્કસ સંજોગો તથા હાલતને પગલે પગલે આવે, આવશ્યક રૂપે આવે જ. એથી ઊલટું, તે તો સાવ નિખાલસતાથી જણાવી દે છે કે આ નવો તબક્કો "**સાધ્ય**" છે યા નહિ તે હું હજયે નક્કી નથી કરી શકતો. ખરેખર, કાઉત્સ્કીએ નિર્દેશિત કરેલાં નવા યુગ પ્રત્યેનાં "વહેણો"ને લક્ષમાં લો. ભારે અચરજની વાત છે કે લેખકે આર્થિક હકીકતોમાં "નિ:શસ્ત્રીકરણની દિશાના વહેણ"ને સામેલ કરી દીધું છે! તેનો અર્થ તો એવો થયો કે કાઉત્સ્કી કૂપમંડૂકી વાતો તથા દિવાસ્વપ્નની આડશ લઈને, આંતરવિરોધો ઘટવાના સિદ્ધાંત જોડે મુદ્દલ મેળ ન ખાતી નિર્વિવાદ હકીકતોથી પોતાની જાતને છપાવી રાખવાની કોશિશ કરી રહ્યો છે. કાઉત્સ્કીનો "અતિ-સામ્રાજ્યવાદ" — પ્રસંગોચિત નોંધ લઈએ કે લેખક જે કહેવા માગે છે તેને આ શબ્દ જરાય વ્યક્ત નથી કરતો — મૂડીવાદના આંતરવિરોધોમાં પ્રચંડ **ઘટાડાનું** અર્થસુચન કરે છે. આપણને જણાવવામાં આવે છે કે બ્રિટન તથા અમેરિકામાં રક્ષણવાદ ઓસરી રહ્યો છે. પરંતુ ત્યાં નવા યુગની દિશાનું જરા સરખુંયે વહેણ ક્યાં છે? અમેરિકામાં આત્યંતિક રક્ષણવાદ હવે ઓસરી રહ્યો છે ખરો, પરંતુ જેવી રીતે બ્રિટનનાં સંસ્થાનોમાં બ્રિટનની તરફેણના વિશેષાધિકારો, ખાસ જકાત નિયમો, કાયમ છે એવી જ રીતે અમેરિકામાં રક્ષણવાદ તો હજુ કાયમ છે જ. આપણે યાદ કરીએ કે મૂડીવાદના અગાઉના તથા "શાંતિમય" ગાળાનું રૂપાંતર વર્તમાન તથા સામ્રાજ્યવાદી ગાળામાં શાના આધારે થયું છે: મુક્ત હરીફાઈનું સ્થાન ઇજારદારી મૂડીવાદી સંઘોએ લઈ લીધું છે, અને જગતના ભાગલા પાડી નાખવામાં આવ્યા છે. આ બન્ને હકીકતો (અને ઘટકો) સ્પષ્ટ રૂપે વિશ્વવ્યાપી મહત્ત્વ ધરાવે છે: જ્યાં સુધી મૂડી પોતાનાં સંસ્થાનોને કશા અવરોધ વગર વિસ્તારવા તથા આફ્રિકામાં બિનકબજાની જમીન ઉપર કબજો જમાવી દેવા વગેરેની સ્થિતિમાં

હતી અને જ્યાં સુધી મૂડીનું કેંદ્રીકરણ હજુ કમજોર હતું તથા કોઈ ઈજારદારી પેઢીઓ, અર્થાત્ ઉદ્યોગની **આખી** શાખા ઉપર વર્ચસ્વ શક્ય બનાવે એવા પરિમાણની પેઢીઓ, અસ્તિત્વમાં નહોતી ત્યાં સુધી મુક્ત વ્યાપાર તથા શાંતિમય હરીફાઈ શક્ય અને જરૂરી હતાં. એવી ઈજારદારી પેઢીઓના ઉગમ તથા વૃદ્ધિના (બ્રિટન તથા અમેરિકામાં આ પ્રક્રિયા શું અટકી ગઈ છે? કાઉત્સ્કી પણ ઇનકાર નહિ કરી શકે કે યુદ્ધને લીધે એ પ્રક્રિયા પ્રવેગિત તથા તીવ્ર બની ગઈ છે) પરિણામે ભૂતપૂર્વ જમાનાની મુક્ત હરીફાઈ **અશક્ય** બની ગઈ છે, તેના પાયા ખોદાઈ ગયા છે, અને જગતનું વિભાજન મૂડીદારોને શાંતિમય વિસ્તરણમાંથી સંસ્થાનોના તથા પ્રભાવક્ષેત્રોના **પુનર્વિભાજન** માટેના હથિયારબંધ સંઘર્ષના તબક્કે પહોંચી જવાની **ફરજ પાડે છે**. બે દેશોમાં રક્ષણવાદ **ઓસરતો** હોવાની હકીકત આ સંબંધમાં કશો ફેર પાડી શકે એવી માન્યતા હાસ્યાસ્પદ છે.

થોડાં વરસો દરમિયાન **બે** દેશોની મૂડીની નિકાસમાં થયેલા ઘટાડાનું આપણે વધારે પરીક્ષણ કરીએ. હાર્મ્સના આંકડાઓ મૂજબ, ૧૮૧૨માં એ બન્ને, ફ્રાંસ તથા જર્મની, દેશોમાંથી દરેકનું પરદેશી રોકાણ ૩૫૦૦૦ મિલિયન માર્કનું (લગભગ ૧૭૦૦૦ મિલિયન રૂબલનું) હતું, જ્યારે એકલા બ્રિટનનું એથી બમણું હતું.* મૂડીવાદી વ્યવસ્થામાં મૂડીની નિકાસમાં વધારો કદી એકધારો નથી રહ્યો, અને એકધારો રહેવાનું શક્ય પણ નહોતું. કાઉત્સ્કીમાં એવું સૂચન પણ કરવાની હિંમત નથી કે મૂડીના સંચયમાં ઘટાડો થયો છે, અથવા સમજો કે લોકસમુદાયોની હાલતમાં ભારે સુધારણા મારફત દેશી બજારમાં કશું મહત્ત્વનું પરિવર્તન થયું છે. એવા સંજોગોમાં, બે દેશોની મૂડીની નિકાસમાં કેટલાંય વરસો દરમિયાન થયેલો ઘટાડો નવા યુગનું આગમન સૂચિત ન જ કરી શકે.

કેવળ ગત થોડાં વરસો દરમિયાન જ નહિ અને માત્ર બે દેશોમાં જ નહિ પરંતુ સમગ્ર મૂડીવાદી જગતમાં સર્વત્ર એકમાત્ર ખરેખરું સામાન્ય તથા

---

* જુઓ બેર્નાર્ડ હાર્મ્સ, «*Probleme der Weltwirtschaft*», યેના, ૧૮૧૨; જ્યોર્જ પાઇશ, «*Great Britain's Capital Investments in the Colonies, etc*» (*Journal of the Royal Statistical Society*, ગ્રંથ ૭૪, ૧૯૧૦-૧૧, પૃષ્ઠ ૧૬૭). લોઇડ જ્યોર્જે ૧૯૧૫ના આરંભમાં એક પ્રવચન દરમિયાન રજૂ કરેલા અંદાજ મુજબ વિદેશોમાં રોકવામાં આવેલી બ્રિટિશ મૂડીનો આંકડો ૪૦૦૦૦૦૦૦૦૦ પાઉંડનો હતો, અર્થાત્ લગભગ ૮૦૦૦૦૦૦૦૦૦૦ માર્કનો હતો.

સંદેહરહિત વહેણ "નાણાકીય મૂડીની ટોળકીઓ વચ્ચે વધતા જતા આંતરરાષ્ટ્રીય પારસ્પરિક સંબંધો"નું છે. પરંતુ એ વહેણ હાલ સુધીની શસ્ત્રીકરણની જહેમતને બદલે નિ:શસ્ત્રીકરણની જહેમત કેમ પેદા કરે? "તોપોના" (અને હથિયારોના) જગવિખ્યાત ઉત્પાદકોમાંથી કોઈ એકને લઈએ, દાખલા તરીકે આર્મસ્ટ્રોંગને લઈએ. બ્રિટિશ «*Economist*»[16]માં (૧ મે, ૧૯૧૫) પ્રકાશિત આંકડા બતાવે છે કે એ પેઢીના **નફા** ૧૯૦૫/૬ માં ૬૦૬૦૦૦ પાઉંડના (લગભગ ૬૦૦૦૦૦૦ રૂબલના) હતા તે વધીને ૧૯૧૬માં ૮૫૬૦૦૦ પાઉંડના અને ૧૯૧૪માં ૯૪૦૦૦૦ પાઉંડના (લગભગ ૯૦૦૦૦૦૦ રૂબલના) થઈ ગયા હતા. આ દાખલામાં નાણાકીય મૂડીના આંતરસંબંધો અત્યંત સ્પષ્ટ છે, અને વધી રહ્યા છે; જર્મન મૂડીદારો બ્રિટિશ પેઢીઓમાં "રોકાણો ધરાવે છે"; બ્રિટિશ પેઢીઓ ઓસ્ટ્રિયા સારુ સબમરીનો બનાવે છે, વગેરે. વિશ્વવ્યાપી પાયા ઉપર સંકળાયેલી મૂડી હથિયારો તથા યુદ્ધોના આધારે વૃદ્ધિ પામતી જાય છે. અલગ અલગ રાજ્યોની મૂડીના આંતરરાષ્ટ્રીય પાયા પર જોડાણ તથા આંતરસંબંધોની હકીકત નિ:શસ્ત્રીકરણની દિશાનું આર્થિક વહેણ આવશ્યક રૂપે પેદા કરે જ, એવી માન્યતાનો વાસ્તવિક અર્થ તો એટલો જ થાય કે વર્ગવિરોધો હળવા બનવાની સદ્‌ભાવી કૂપમંડૂકી અપેક્ષાઓને એ વિરોધો હકીકતમાં વધારે ઉગ્ર બનવાની ઘટનાનું સ્થાન લેવા દેવું.

## ૫

કાઉત્સ્કી યુદ્ધના "બોધપાઠો"ની વાત પૂર્ણ રૂપે કપમંડકી ભાવનાથી કરે છે, યુદ્ધને લીધે ઊભી થતી વિપદાઓના સંબંધમાં નૈતિક ઘૃણાની દૃષ્ટિએ એ બોધપાઠોને રજૂ કરે છે. દાખલા તરીકે, તેણે 'રાષ્ટ્રીય રાજ્ય, વગેરે' નામની પુસ્તિકામાં આવી દલીલ કરી છે:

> "એ બાબતમાં મુદ્દલ શંકા નથી અને કશી સાબિતીઓની જરૂર નથી કે સાર્વત્રિક શાંતિ તથા નિ:શસ્ત્રીકરણની ઊંડી કામના ધરાવતા સ્તરો વસતિમાં છે. નિમ્નમૂડીવાદી વર્ગ તથા છોટા કિસાનો તેમ જ ઘણા મૂડીદારો તથા બુદ્ધિજીવીઓને પણ યુદ્ધ તથા હથિયારોને લીધે જે ખુવારી ભોગવવી પડે છે તેની સરખામણીમાં બહેતર ગણાય એવાં કોઈ હિતો વડે એ સ્તરો સામ્રાજ્યવાદની જોડે બંધાયેલા નથી" (પૃષ્ઠ ૨૧).

આ શબ્દો ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં લખવામાં આવેલા! હકીકતો બતાવે છે કે છેક નિમ્નમૂડીવાદી વર્ગ તથા "બુદ્ધિજીવીઓ" સુધીના તમામ મિલકતદાર વર્ગો ટોળે વળીને સામ્રાજ્યવાદીઓની ભેગા ભળી ગયા છે, અને તોયે કાઉત્સ્કી ચેખોવના મફલરધારી આદમી[17]ની જેમ અસાધારણ આત્મસંતોષની અદાથી અને સાકરિયા શબ્દોની મદદ વડે હકીકતોને અવગણી કાઢે છે. તે નિમ્નમૂડીવાદી વર્ગનાં હિતોની મુલવણી તેના **વર્તનના** આધારે નહિ પરંતુ અમુક નિમ્નમૂડીવાદીના **શબ્દોના** આધારે કરે છે, જોકે કૃત્યો દરેક ડગલે એવા શબ્દોને રદિયો આપતા હોય છે. આ તો બરાબર એવી વાત થઈ કે સામાન્ય રૂપમાં મૂડીદાર વર્ગનાં "હિતો"ની મુલવણી તેનાં કૃત્યોના આધારે ન કરવામાં આવે પરંતુ વર્તમાન પદ્ધતિમાં ખ્રિસ્તી ધર્મના આદર્શો ઓતપ્રોત હોવા અંગેના સોગન ખાતા રહેતા મૂડીવાદી પાદરીઓનાં દયાભાવ નીતરતાં વ્યાખ્યાનોના આધારે કરવામાં આવે. કાઉત્સ્કી માર્ક્સવાદને એવી રીતે લાગુ કરે છે કે તેના સમગ્ર અંતસ્તત્ત્વનો લોપ થઈ જાય છે, અને એક જાતનો અલૌકિક દૈવી અર્થનો સંકેતશબ્દ "હિતો" જ બાકી રહે છે, કારણ કે તેમાંથી ખરા અર્થકારણનું નહિ પરંતુ સર્વસામાન્ય કલ્યાણની ધર્મનિષ્ઠ કામનાઓનું જ અર્થસૂચન થાય છે.

માર્ક્સવાદ "હિતોની" મુલવણી રોજિંદી જિંદગીની લાખો હકીકતોમાં વ્યક્ત થતા વર્ગીય વેરઝેર તથા વર્ગસંઘર્ષના આધારે કરે છે. નિમ્નમૂડીવાદીઓ વર્ગો વચ્ચેનાં વેરઝેરમાં ઓટ આવવા અંગે લવતા રહે છે અને સ્વપ્નાં જોતા રહે છે. તેઓ "દલીલ" કરે છે કે એવાં વેરઝેરમાં વૃદ્ધિ થાય તો "હાનિકારક પરિણામો" આવે છે. સામ્રાજ્યવાદ એટલે નાણાકીય મૂડીના સકંજામાં મિલકતદાર વર્ગોના સઘળા સ્તરોની ગુલામી, અને પાંચ કે છ "મોટી" સત્તાઓ — જેમાંથી મોટા ભાગની હાલ યુદ્ધમાં સંડોવાયેલી છે — વચ્ચે દુનિયાના ભાગલા. મોટી સત્તાઓની વચ્ચે દુનિયાના ભાગલાનો અર્થ એવો થાય છે કે તેઓના સઘળા મિલકતદાર વર્ગો સંસ્થાનો તથા પ્રભાવક્ષેત્રો ધરાવવામાં, બીજાં રાષ્ટ્રોની ઉપર જુલમ વરસાવવામાં, અને પોતે "મોટી" સત્તા તથા પીડક રાષ્ટ્રના વર્ગો હોવાથી શક્ય બનતાં વધારે કે ઓછા વૈભવનાં પદો તથા વિશેષાધિકારો હાંસલ કરી લેવામાં રુચિ ધરાવે છે.*

---

* એ. શુલ્ત્ઝે જણાવે છે કે સરકારી તથા મ્યુનિસિપલ લોનો, ગીરો પદ્ધતિનાં ધિરાણો, અને વાણિજ્યિક તથા કારખાનદારી કોર્પોરેશનોના શેરો વગેરે સમેત આખી દુનિયાની તમામ જામીનગીરીઓનું મૂલ્ય ૧૯૧૫માં ૭૩૨૦૦૦

સરળતાથી વિકાસ પામતા તથા ધીરે ધીરે નવા દેશોમાં ફેલાતા મૂડીવાદની પુરાણી પ્રમાણમાં સ્વસ્થ, શિષ્ટ, તથા શાંતિમય રીતે જિંદગી ચાલુ રાખવાનું હવે **શક્ય નથી.** નવા યુગનું આગમન થઈ ચૂક્યું છે. નાણાકીય મૂડી મોટી સત્તાઓની કતારમાંથી અમુક દેશની **હકાલપટ્ટી કરે છે,** તેને તદ્દન હાંકી કાઢશે, તેનાં સંસ્થાનો તથા પ્રભાવક્ષેત્રો છીનવી લેશે (બ્રિટનની સામે યુદ્ધ લડતું જર્મની એમ કરવાની ધમકી આપી રહ્યું છે એવી રીતે), અને નિમ્નમૂડીવાદી વર્ગના "વર્ચસ્વી-રાષ્ટ્રના" વિશેષાધિકારો તથા વધારાની આવકો ઝૂંટવી લેશે. આ બાબત યુદ્ધે સાબિત કરી દીધી છે. એ તો વેરઝેરમાં વૃદ્ધિનું પરિણામ છે અને તેને સૌએ, 'સત્તાનો પંથ' નામની પુસ્તિકામાં કાઉત્સ્કીએ પણ, માન્ય કરેલું છે.

ખ્રિસ્તી પાદરી પીઠિકા પરથી વ્યાખ્યાન કરતી વેળા જેવી રીતે મૂડીદારને નિષ્ઠા રાખવાનો ઉપદેશ આપે કે માનવબંધુઓ પ્રત્યે પ્રેમની ભાવના તો દૈવી આદેશ તેમ જ આધ્યાત્મિક ઝંખના તથા સભ્યતાનો નૈતિક નિયમ છે, એવી જ રીતે કાઉત્સ્કી, હવે જ્યારે મોટી સત્તાના વિશેષાધિકારો માટેનો હથિયારબંધ ટકરાવ હકીકત બની ગયો છે ત્યારે, મૂડીદારોને તથા નિમ્નમૂડીવાદી વર્ગને એવી નિષ્ઠા રાખવાનો **ઉપદેશ આપવા** માગે છે કે યુદ્ધ ભયાનક હોય છે અને નિ:શસ્ત્રીકરણ લાભદાયક હોય છે. તેના ઉપદેશનું પરિણામ પણ બરાબર

---

મિલિયન ફ્રાંક ગણવામાં આવ્યું હતું. તેમાંથી બ્રિટનનો હિસ્સો ૧૩૦૦૦૦ મિલિયન ફ્રાંક, અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનો હિસ્સો ૧૧૫૦૦૦ મિલિયન ફ્રાંક, ફ્રાંસનો હિસ્સો ૧૦૦૦૦૦ મિલિયન ફ્રાંક, અને જર્મનીનો હિસ્સો ૭૫૦૦૦ મિલિયન ફ્રાંક હતો, અર્થાત્ ચારેય મોટી સત્તાઓનો એકત્રિત હિસ્સો ૪૨૦૦૦૦ મિલિયન ફ્રાંક અથવા કુલ મૂલ્યના અરધા ભાગથી વધારે હતો. આ હકીકત ઉપરથી સમજી શકાય છે કે બીજાં રાષ્ટ્રોથી આગળ નીકળી ગયેલી અને તેઓને જુલમ તથા લૂંટનો ભોગ બનાવનારી મુખ્ય મોટી સત્તાઓને કેવા ફાયદા તથા વિશેષાધિકારો હાંસલ થાય છે. (ડોક્ટર એન્સ્ટ શુલ્ત્ઝે, *«Das französische Kapital im Russland»* in *«Finanz-Archiv»*, બર્લિન, ૧૯૧૫, ૩૨મું પ્રકાશન વર્ષ, પૃષ્ઠ ૧૨૭.) મોટી સત્તા માટે "પિતૃભૂમિનું રક્ષણ" એટલે પરદેશોને લૂંટવામાં ભાગીદાર બનવાના અધિકારનું રક્ષણ. સામાન્ય રીતે જાણીતું છે કે રશિયામાં મૂડીવાદી સામ્રાજ્યવાદ લશ્કરી-સામંતશાહી સામ્રાજ્યવાદ કરતાં કમજોર છે.

પાદરીના ઉપદેશના પરિણામ જેવું જ આવે છે. કાઉત્સ્કી જેને "અતિ-સામ્રાજ્યવાદ"ની દિશાનું આર્થિક વહેણ ગણાવે છે તે તો નાણાં ધીરનારાઓને આપવામાં આવતો અનિષ્ટ ન કરવાનો ખાલી નિમ્નમૂડીવાદી **ઉપદેશ** જ છે.

મૂડીની નિકાસ? **પરંતુ** નિકાસ દ્વારા જેટલી મૂડી સંસ્થાનોમાં મોકલવામાં આવે છે એથી વધારે મૂડી સ્વતંત્ર દેશોમાં મોકલવામાં આવે છે, દાખલા તરીકે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં. સંસ્થાનો કબજે કરી લેવાં? **પરંતુ** તમામ સંસ્થાનો કબજે લેવાઈ ચૂક્યાં છે, અને તેમાંનાં લગભગ બધાં મુક્તિની જહેમત કરી રહ્યાં છે. "હિંદુસ્તાન બ્રિટિશ માલિકીનું કદાચ મટી જાય, પરંતુ તે અખંડ સામ્રાજ્યના રૂપમાં બીજી કોઈ પરદેશી સત્તાના કબજામાં કદી નહિ જાય" (ટાંકેલી પુસ્તિકાનું પૃષ્ઠ ૪૯). "કોઈ પણ ઔદ્યોગિક મૂડીવાદી રાજ્ય પોતાને કાચા માલની દૃષ્ટિએ બીજા દેશોથી સ્વતંત્ર બનાવી દેવા માટે પૂરતું સાંસ્થાનિક સામ્રાજ્ય હાંસલ કરી લેવાનો કશો પ્રયત્ન કરે તો એથી બીજાં બધાં મૂડીવાદી રાજ્યો તેની સામે એક થઈ જ જાય અને તેને ખુવારીનાં અંતહીન યુદ્ધોમાં સંડોવી જ લે. એ રાજ્ય એવા પ્રયત્નથી પોતાના લક્ષ્યની દિશામાં જરાય આગળ ન જ વધી શકે. એવી નીતિ તો એ રાજ્યના સમગ્ર આર્થિક જીવનની નાદારીનો તદ્દન ચોક્કસ માર્ગ જ બની રહે" (પૃષ્ઠ ૭૨-૭૩).

આ શું નાણાં ધીરનારાઓને સામ્રાજ્યવાદ તજી દેવા માટે સમજાવવાનો કૂપમંડૂકિયો પ્રયાસ નથી? મૂડીદારોને નાદારીની શક્યતાના આધારે ગભરાવી નાખવાનો કોઈ પણ પ્રયાસ, શેરબજારમાં શેરના સટ્ટા વિરુદ્ધની સલાહ એવા આધારે આપવા જેવો ગણાય કે એથી "ઘણા લોકો પોતાની દોલત ગુમાવી ચૂક્યા છે". મૂડીને તો હરીફ મૂડીદાર અથવા હરીફ રાષ્ટ્રની નાદારીથી **ફાયદો** જ થાય છે કારણ કે એથી મૂડીનું વધારે કેંદ્રીકરણ થાય છે. એટલે આર્થિક હરીફાઈ, અર્થાત્ હરીફને નાદારીની દિશામાં ધકેલવાની આર્થિક કોશિશો, જેમ જેમ વધારે જોર પકડતી જાય અને "વધારે ઉગ્ર" બનતી જાય તેમ તેમ મૂડીદારો હરીફને એ દિશામાં ધકેલવા સારુ તેમાં **લશ્કરી** દબાણ ઉમેરવાની વધારે ને વધારે મહેનત કરતા જાય. મૂડીની નિકાસના સંબંધમાં, સંસ્થાનો અથવા તુર્કી જેવાં પરાધીન રાજ્યો—કારણ કે **એવા** દાખલાઓમાં નાણા ધીરનારને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો જેવા આઝાદ, સ્વાધીન, તથા સભ્ય દેશમાં મૂડીના રોકાણની સરખામણીએ ત્રણ ગણો નફો મળે છે—જેટલી જ લાભદાયક રીતે મૂડીની નિકાસ જ્યાં થઈ શકે એવા દેશોની સંખ્યા જેમ જેમ ઘટતી જાય તેમ તેમ તુર્કી, ચીન, વગેરેને ગુલામીમાં જકડી લેવાનો તથા તેઓના ભાગલા પાડી

નાખવાનો સંઘર્ષ **વધારે ભીષણ** બનતો જાય. આર્થિક સિદ્ધાંત નાણાકીય મૂડી તથા સામ્રાજ્યવાદના ગાળા અંગે એમ જાહેર કરે છે. હકીકતો પણ એમ જ જાહેર કરે છે. પરંતુ કાઉત્સ્કી તો આખી વાતને ચવાયેલા નિમ્નમૂડીવાદી "બોધ"માં પલટાવી નાખે છે: તુર્કીના ભાગલા અથવા હિંદુસ્તાન ઉપર કબજાની બાબત અંગે ઉશ્કેરાઈ જવામાં કશો ફાયદો નથી અને એ કારણે યુદ્ધ લડવામાં તો કશો ફાયદો ચોક્કસ નથી જ, કારણ કે એ દેશો આમેય "લાંબો વખત" ટકી શકે એમ નથી, અને વળી મૂડીવાદનો વિકાસ શાંતિમય રીતે સાધવાનું બહેતર છે... મૂડીવાદનો વિકાસ સાધવાનું અને રોજીમાં વધારો કરીને દેશી બજારને વિસ્તારવાનું તો બેશક એથીયે વધારે સારું ગણાય, એ પૂર્ણ રૂપે "કલ્પનીય" છે અને નાણાં ધીરનારાઓની સમક્ષ ઉપદેશ કરવા સારુ પાદરીને કામ લાગે એવો ખૂબ જ ઉચિત વિષય છે... ભલો કાઉત્સ્કી જર્મન નાણાપતિઓને એમ સમજાવવામાં લગભગ સફળ થઈ ગયો છે કે સંસ્થાનોને ખાતર બ્રિટનની સામે યુદ્ધ લડવામાં કશો ફાયદો નથી કારણ કે એ સંસ્થાનો તો આમેય થોડા વખતમાં મુક્તિ હાંસલ કરી લેવાનાં છે!..

૧૮૭૨ અને ૧૯૧૨ દરમિયાન બ્રિટિશ નિકાસ તથા આયાતની એકંદર વૃદ્ધિને અનુરૂપ વધારો બ્રિટનની મિસર જોડેની નિકાસ તથા આયાતમાં નથી થયો, અને "માર્ક્સવાદી" કાઉત્સ્કી તેમાંથી આવો બોધ તારવે છે: "એમ માની લેવાનું કશું કારણ આપણે નથી ધરાવતા કે મિસર જોડેનો બ્રિટિશ વ્યાપાર લશ્કરી કબજા વગર કેવળ આર્થિક કામગીરીઓના પરિણામે જરાય ઓછો વિકસ્યો હોત" (પૃષ્ઠ ૭૨). "મૂડીના વિસ્તાર પામવાના વલણને **અધિકતમ** પ્રવેગ તો સામ્રાજ્યવાદની જુલમી રીતો મારફત નહિ પરંતુ **શાંતિમય લોકશાહી મારફત** જ આપી શકાય" (પૃષ્ઠ ૭૦).

કેવું સરસ ગંભીર, વૈજ્ઞાનિક, તથા "માર્ક્સવાદી" પૃથક્કરણ! કાઉત્સ્કીએ ગેરવાજબી ઈતિહાસને ઉત્કૃષ્ટ રીતે "સુધારી" લીધો છે; તેણે સાબિત કરી દીધું છે કે બ્રિટનને મિસર ફ્રાંસના હાથમાંથી પોતાના કબજામાં લઈ લેવાની મુદ્દલ જરૂર નહોતી, અને જર્મન નાણાપતિઓને યુદ્ધ શરૂ કરવામાં, તુર્કી ઉપર ચડાઈનું સંઘટન કરવામાં, તથા બ્રિટનને મિસરમાંથી હાંકી કાઢવાનાં અન્ય પગલાં લેવામાં મુદ્દલ ફાયદો નહોતો! આ બધું તો કેવળ ગેરસમજણને લીધે છે—બ્રિટનને હજી સમજણ નથી પડી કે મિસરમાં બળજબરીની રીતો તજી દેવાનું અને "શાંતિમય લોકશાહી" અપનાવવાનું જ "ઉત્તમ" છે... (જેથી મૂડીની નિકાસ **કાઉત્સ્કી છાપની રીતે** વધારી શકાય!)

"મૂડીવાદી મુક્ત વ્યાપારીઓની એવી માન્યતા બેશક ભ્રમભરી હતી કે મૂડીવાદે પેદા કરેલાં આર્થિક વેરઝેર મુક્ત વ્યાપારથી તદ્દન ખતમ થઈ જશે. તેને ખતમ કરી નાખવાનું મુક્ત વ્યાપારથી પણ શક્ય નથી અને લોકશાહીથી પણ શક્ય નથી. બધી રીતે અમને તો એ વેરઝેરને એવાં રૂપોના સંઘર્ષ મારફત ખતમ કરી નાખવામાં રસ છે કે જેથી લોકસમુદાયોની ઉપર ઓછામાં ઓછી વિપદાઓ તથા બલિદાનોનો બોજ પડે"... (પૃષ્ઠ ૭૩)

હે પ્રભુ, મદદ કર! હે ઈશ્વર, દયા કર! "કૂપમંડૂક એટલે શું?" લાસાલ સવાલ કરતો, અને પછી જાણીતા કવિના શબ્દો ટાંકીને પોતે જ જવાબ અપતો: "કૂપમંડૂક એટલે જેના મનમાં ઈશ્વરની દયાની બીક તથા આશા સિવાય બીજું કશું જ ન હોય એવો જીવ".[18]

કાઉત્સ્કીએ માર્ક્સવાદને અજોડ વેશ્યાગીરીની કક્ષાએ ઉતારી પાડયો છે, અને તે પોતે ખરા પાદરીમાં પલટાઈ ગયો છે. પાદરી મૂડીદારોને શાંતિમય લોકશાહી અપનાવવાનો **ઉપદેશ આપવાની** કોશિશ કરે છે, અને આવી દ્વંદ્વાત્મક્તાનો આશરો લે છે: તે દલીલ કરે છે કે જો પહેલાં મુક્ત વ્યાપાર રહ્યો હોય અને પછી ઈજારદારી તથા સામ્રાજ્યવાદ આવ્યાં હોય તો હવે "અતિ-સામ્રાજ્યવાદ" અને ત્યાર પછી વળી પાછો મુક્ત વ્યાપાર કેમ ન આવે? અતિ-સામ્રાજ્યવાદ સાધ્ય છે કે નહિ એટલુંયે સાફ સાફ કહેવાની હિંમત પાદરીમાં ન હોવા છતાં તે અતિ-સામ્રાજ્યવાદની ન્યામતનું ચિત્રણ કરીને લોકસમુદાયોને **દિલાસો આપે છે!** ધર્મથી લોકોને દિલાસો મળે છે એવા આધારે ધર્મનો બચાવ કરનારાઓને જવાબ આપતી વેળા દિલાસાના પ્રત્યાઘાતી મર્મ પ્રત્યે નિર્દેશ કરીને ફાયરબાખે ખરી વાત કહેલી કે ગુલામને ગુલામીની વિરુદ્ધ જાગ્રત કરવાને બદલે દિલાસો આપનાર કોઈ પણ માણસ ગુલામ-માલિકને જ મદદ કરતો હોય છે. તમામ પીડક વર્ગોને પોતાની હકૂમત સલામત રાખવા સારુ બે સામાજિક કામગીરીઓની જરૂર પડે છે: જલ્લાદની કામગીરી અને પાદરીની કામગીરી. પીડિતોના વિરોધો તથા રોષને દબાવી દેવા માટે જલ્લાદની જરૂર પડે છે; પાદરીની જરૂર પીડિતોને દિલાસો દેવા માટે, વર્ગીય શાસન જાળવી રાખીને તેઓની હાડમારીઓ તથા બલિદાનો હળવાં બનવાની શક્યતાઓનું ચિત્રણ તેઓની સમક્ષ કરવા માટે (એવી શક્યતાઓ "સિદ્ધ" થવાની ગેરંટી આપ્યા વગર તો એ કામ વિશેષ રૂપે સહેલું છે), અને એમ કરીને વર્ગીય શાસન અંગે તેઓનાં

મન મનાવી લેવા માટે, તેઓને ક્રાંતિકારી કદમથી અળગા રાખવા માટે, તેઓના ક્રાંતિકારી જોમને મંદ પાડી નાખવા માટે, અને તેઓના ક્રાંતિકારી નિર્ધારને ખતમ કરી નાખવા માટે પડે છે. કાઉત્સ્કીએ માર્ક્સવાદને અત્યંત બદરૂપ તથા મૂઢતાભર્યા પ્રતિક્રાંતિકારી સિદ્ધાંતમાં પલટાવી નાખ્યો છે, સૌથી અધમ પ્રકારના પાદરીવાદમાં પલટાવી નાખ્યો છે.

તેણે ૧૯૦૯માં 'સત્તાનો પંથ' નામની પુસ્તિકામાં, મૂડીવાદની ભીતરનાં વેરઝેર ઉગ્ર બન્યાં હોવાની બાબતનો—જેનું ખંડન કોઈએ નહોતું કર્યું અને જેનું ખંડન થઈ શકે એમ નહોતું એવી હકીકતનો—સ્વીકાર કર્યો હતો અને યુદ્ધો તથા ક્રાંતિઓના યુગના, નવા "ક્રાંતિકારી ગાળા"ના, આગમનને માન્ય કર્યું હતું. તેણે જણાવ્યું હતું કે "અપરિપકવ" ક્રાંતિનો તો સવાલ જ નથી; અને વિદ્રોહમાં ઝપાઝપીઓ શરૂ થઈ જતાં પહેલાં પરાજયની શક્યતાનો ઇનકાર ન થઈ શકે એમ હોવા છતાં, વિજયની શક્યતા ઉપર આધાર રાખવાના કોઈ પણ ઇનકારને "આપણા ધ્યેયના સીધા દ્રોહ" તરીકે ગણાવ્યો હતો.

યુદ્ધ ફાટી નીકળ્યું એટલે વેરઝેર **એથીયે વધારે** કટ્ટર બની ગયાં છે. લોકસમુદાયોની હાડમારીઓનાં પ્રમાણ પ્રચંડ બની ગયાં છે. યુદ્ધનો અંત ક્યાંય નજરે પડતો નથી અને લડાઈ વધારે ને વધારે ફેલાઈ રહી છે. કાઉત્સ્કી એક પછી એક પુસ્તિકા લખતો જાય છે અને સેન્સરશિપના હુકમોને મૂંગે મોઢે તાબે થઈ જઈને જમીનની હડપગીરી, યુદ્ધની ભયાનકતા, યુદ્ધના ઠેકેદારોની હલકટ નફાખોરી, ઊંચાં જીવનખર્ચ, તથા હથિયારોના ઉદ્યોગોમાં ભરતી કરવામાં આવેલા કામદારોની "લશ્કરી ગુલામી" અંગેની હકીકતોના ઉલ્લેખો કરતો નથી; તે તો ઊલટો સર્વહારા વર્ગને દિલાસો દેતો રહે છે. તે એવાં યુદ્ધોની બાબત ટાંકીને દિલાસો આપે છે કે જેમાં મૂડીદાર વર્ગ ક્રાંતિકારી તથા પ્રગતિશીલ હતો અને જેમાં એક અથવા બીજા મૂડીદાર વર્ગના વિજયની કામના "ખુદ માર્ક્સે" પણ વ્યક્ત કરી હતી; તે આંકડાઓની કતારો તથા કટારો વડે એમ સાબિત કરીને દિલાસો આપે છે કે સંસ્થાનો વગરનો, બીજાં રાષ્ટ્રોને લૂંટવાનાં કૃત્યો વગરનો, યુદ્ધો તથા હથિયારો વગરનો મૂડીવાદ "શક્ય" છે, અને "શાંતિમય લોકશાહી" બહેતર હોય છે. કાઉત્સ્કી એ વાતનો ઇનકાર કરવાની હિંમત નથી બતાવી શકતો કે લોકસમુદાયોની હાડમારીઓ વધારે કારમી બની રહી છે અને ક્રાંતિકારી પરિસ્થિતિ આપણી નજર સામે જ ઊભી થઈ રહી છે (આ સંબંધમાં તો કશું કહી શકાય જ નહિ કારણ કે સેન્સરશિપ તરફથી મનાઈ ફરમાવવામાં આવી છે!..); તે મૂડીદાર વર્ગ તથા તકવાદીઓ પ્રત્યે દાસવૃત્તિ

જાહેર કરીને, નવા તબક્કામાં સંઘર્ષનાં એવાં રૂપોની "શક્યતા"નું ચિત્રણ કરે છે કે જેમાં "બલિદાનો તથા હાડમારીઓ ઓછાં" થઈ જાય (પરંતુ એવી શક્યતા "સિદ્ધ" થવાની કશી ગેરંટી તે **નથી આપતો**)... ફ્રાંઝ મેહરિંગ અને રોઝા લુક્ઝેમ્બુર્ગે એ જ કારણસર કાઉત્સ્કીને વેશ્યા (Mädchen für alle) ગણાવતી વેળા સાવ ખરી વાત જ કહેલી.

* * *

રશિયામાં ૧૯૦૫ના ઓગસ્ટમાં ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં હતી. ખળભળી ઊઠેલા લોકસમુદાયોને "દિલાસો" આપવાના ઉદ્દેશે ઝારે બુલીગિન દૂમા[19] ભરવાનું વચન આપ્યું હતું. નાણાપતિઓ તરફથી શસ્ત્રાસ્ત્રોના પરિત્યાગ તથા "કાયમી શાંતિ"ની સંમતિને જો "અતિ-સામ્રાજ્યવાદ" ગણાવી શકાય તો સલાહકાર સંસદીય પ્રતિનિધિત્વના બુલીગિન શાસનને "અતિ-આપખુદશાહી" ગણાવી શકાય. આપણે એક પળ ધારણા કરીએ કે સેંકડો પ્રચંડ પેઢીઓમાં "પરસ્પર સંકળાઈ ગયેલા" દુનિયાના સૌથી મોટા એકસો નાણાપતિઓ યુદ્ધ પછી નિ:શસ્ત્રીકરણની તરફેણ કરવાનું **વચન** આવતીકાલે પ્રજાઓને આપે છે (અમે આવી ધારણા તો કાઉત્સ્કીના બેવકૂફીભર્યા નાનકડા સિદ્ધાંતમાંથી રાજકીય નિષ્કર્ષો તારવવા સારુ માત્ર એક પળ માટે જ કરી રહ્યા છીએ). એમ બને તોપણ સર્વહારા વર્ગને ક્રાંતિકારી કદમ ઉઠાવતો અટકાવવાનું કૃત્ય ઘોર દગાખોરી જ ગણાય કારણ કે તમામ વચનો અને તમામ મઝાની શક્યતાઓ ક્રાંતિકારી કદમ વગર તો કેવળ મૃગજળ જ હોય છે.

યુદ્ધથી મૂડીદાર વર્ગને થયેલો લાભ પ્રચંડ નફાઓ તથા નવી લૂંટફાટની ઝળકતી શક્યતાઓ (તુર્કી, ચીન, વગેરે) તેમ જ કરોડોના નવા ઠેકા તથા વ્યાજના દર વધારીને કરાતાં નવાં ધિરાણો પૂરતો જ સીમિત નથી, યુદ્ધને કારણે મૂડીદાર વર્ગને એથીયે મોટો રાજકીય ફાયદો એ થયો છે કે તેણે સર્વહારા વર્ગને ફાટફૂટનો તથા ભ્રષ્ટતાનો ભોગ બનાવી દીધો છે. કાઉત્સ્કી એ ભ્રષ્ટતાને પ્રોત્સાહન આપી રહ્યો છે; તે જોશીલા સર્વહારાઓની અંદર એવી આંતરરાષ્ટ્રીય **ફાટફૂટને** તેઓનાં "પોતાનાં" રાષ્ટ્રોના તકવાદીઓની જોડે, સુદેકુમોની જોડે, **એકતાના નામે** પવિત્ર જાહેર કરી રહ્યો છે! તેમ છતાં, એટલુંયે ન સમજનારા લોકો છે ખરા કે પુરાણી પાર્ટીઓના એકતાના સૂત્રનો અર્થ અમુક રાષ્ટ્રના સર્વહારા વર્ગની એ રાષ્ટ્રના મૂડીદાર વર્ગ જોડેની "એકતા" અને વિવિધ રાષ્ટ્રોના સર્વહારા વર્ગની અંદર **ફાટફૂટ** થાય છે...

"સામાજિક-લોકશાહીવાદના પતન" અંગે કાઉત્સ્કીની અંતિમ દલીલો (તેણે કુનોવને આપેલા જવાબનો ૭મો વિભાગ) *«Die Neue Zeit»*ના ૨૮મી મેના (૯મા) અંકમાં પ્રકાશિત થઈ ત્યારે ઉપરની લીટીઓ લખાઈ ચૂકી હતી. કાઉત્સ્કી સામાજિક-અંધરાષ્ટ્રવાદના બચાવમાં પોતાના સઘળા પુરાણા વાક્છલનું તારણ, અને નવો વાક્છલ, નીચે મુજબ રજૂ કરે છે:

> "એ બધી વાતો તદ્દન ખોટી છે કે યુદ્ધ નિર્ભેળ રૂપે સામ્રાજ્યવાદી છે, યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે વિકલ્પ કેવળ સામ્રાજ્યવાદ યા સમાજવાદ પૂરતો જ સીમિત હતો, અને જર્મની, ફ્રાંસ, તથા ઘણી દૃષ્ટિએ બ્રિટન સુદ્ધાંની સમાજવાદી પાર્ટીઓ તથા સર્વહારા લોકસમુદાયોએ સામ્રાજ્યવાદના પક્ષે ધસી જઈને તથા સમાજવાદનો દ્રોહ કરીને ઇતિહાસમાં અજોડ પતન આણ્યું હતું."

નવો વાક્છલ અને કામદારોની જોડે નવું કપટ: તમને ગમે કે ન ગમે, પણ યુદ્ધ "નિર્ભેળ" સામ્રાજ્યવાદી નથી.

વર્તમાન યુદ્ધના સ્વરૂપ તથા મહત્ત્વ સંબંધી સવાલ અંગે કાઉત્સ્કી વિસ્મયકારક દુવિધા જાહેર કરે છે; ચોર પોતે તાજી કરેલી ચોરીની જગ્યાથી દૂર રહેવાની જેટલી સભાન કાળજી રાખે એટલી જ સભાન કાળજીથી પાર્ટીનો એ આગેવાન બાઝેલ તથા ખેમનીત્ઝ કોંગ્રેસોની ચોક્કસ તથા સત્તાવાર જાહેરાતોના ઉલ્લેખ ટાળે છે. કાઉત્સ્કીએ ૧૯૧૫માં લખેલી 'રાષ્ટ્રીય રાજ્ય, વગેરે' નામની પુસ્તિકામાં જણાવેલું કે "હજુ, આખરી પૃથક્કરણની દૃષ્ટિએ," યુદ્ધ "સામ્રાજ્યવાદી" છે (પૃષ્ઠ ૬૪). હવે તેમાં એક નવી મર્યાદા ઉમેરવામાં આવી છે: તે નિર્ભેળ સામ્રાજ્યવાદી યુદ્ધ નથી. તો પછી કેવું છે?

લાગે છે કે તે રાષ્ટ્રીય યુદ્ધ પણ છે! કાઉત્સ્કી એવા મહાવિકૃત નિષ્કર્ષ પર "પ્લેખાનોવપંથી" નકલી દ્વંદ્વાત્મકતાનો આશરો લઈને પહોંચે છે:

> "વર્તમાન યુદ્ધ કેવળ સામ્રાજ્યવાદનું જ નહિ પરંતુ રશિયન ક્રાંતિનું સંતાન પણ છે." તેણે, કાઉત્સ્કીએ, છેક ૧૯૦૪માં આગાહી કરી હતી કે રશિયન ક્રાંતિ સર્વ-સ્લાવવાદ[20]ને નવા રૂપમાં પુનર્જીવિત કરશે,

"ઓસ્ટ્રિયન તથા તુર્કી સ્લાવોની રાષ્ટ્રીય સ્વાધીનતાની ઝંખનાને રશિયન લોકશાહી અનિવાર્ય રૂપે ખૂબ ઉદ્દીપ્ત કરશે... ત્યારે પોલીશ સવાલ પણ ઉગ્ર બની જશે... ઓસ્ટ્રિયા અળગું થઈ જશે કારણ કે વર્તમાન સમયે કેંદ્રત્યાગી તત્ત્વોને એકસાથે સાંકળી રાખનારું બંધન ઝારશાહીના પતનના પરિણામે નષ્ટ થઈ જશે" (કાઉત્સ્કીએ ૧૯૦૪ના પોતાના લેખમાંથી આ છેલ્લો વાક્યખંડ પોતે જ ટાંક્યો છે)... "રશિયન ક્રાંતિએ... પૂર્વની રાષ્ટ્રીય આકાંક્ષાઓને નવો તથા પ્રબળ પ્રવેગ આપ્યો, અને એશિયાની સમસ્યાઓને યુરોપની સમસ્યાઓમાં ઉમેરી દીધી. **વર્તમાન** યુદ્ધમાં **આ બધી સમસ્યાઓ** બહ પ્રબળતાથી આગળ આવી રહી છે અને **સર્વહારા** સમુદાયો સમેત **જનતાના** સમુદાયોના મનોભાવમાં ખૂબ નિર્ણાયક મહત્ત્વ ધારણ કરી રહી છે, જ્યારે શાસક વર્ગોની અંદર સામ્રાજ્યવાદી વૃત્તિઓનું વર્ચસ્વ છે" (પૃષ્ઠ ૨૭૩, શબ્દો પર ભાર અમે મૂક્યો છે).

માર્ક્સવાદના અનાચારી દુરુપયોગનો આ એક વધુ નમૂનો છે! "લોકશાહી રશિયા" પૂર્વ યુરોપનાં રાષ્ટ્રોની આઝાદીની જહેમતને ઉત્તેજન આપશે (આ વાત નિર્વિવાદ છે) **એટલે** વર્તમાન યુદ્ધ, જે એક પણ રાષ્ટ્રને મુક્ત નથી કરવાનું પણ ગમે તે પરિણામ આવે તોયે ઘણાં રાષ્ટ્રોને ગુલામીમાં જકડી દેવાનું છે તે યુદ્ધ, "નિર્ભેળ" સામ્રાજ્યવાદી નથી. ઓસ્ટ્રિયા બિનલોકશાહી રાષ્ટ્રીય તંત્ર ધરાવતું હોવાથી, "ઝારશાહીના પતન"ના પરિણામે ઓસ્ટ્રિયાનું વિઘટન થશે **એટલે** ઓસ્ટ્રિયાને લૂંટતી તથા ઓસ્ટ્રિયામાં વસતાં રાષ્ટ્રોની ઉપર **હજ વધારે** જુલમ વરસાવતી અસ્થાયી રૂપે વધુ મજબૂત બનેલી તથા પ્રતિક્રાંતિકારી ઝારશાહી "વર્તમાન યુદ્ધ"ને નિર્ભેળ સામ્રાજ્યવાદી નહિ પરંતુ અમુક અંશે રાષ્ટ્રીય સ્વરૂપ પ્રદાન કરે છે. "શાસક વર્ગો" સામ્રાજ્યવાદી યુદ્ધનાં રાષ્ટ્રીય લક્ષ્યો અંગેની કપોળકલ્પિત વાતો વડે મૂઢ નિમ્નમૂડીવાદી વર્ગને તથા હેબતાઈ ગયેલા કિસાનોને ભરમાવી રહ્યા છે **એટલે** વિજ્ઞાનની દુનિયાના આદમીને, "માર્ક્સ-વાદ"ના પ્રમાણપુરુષને, અને બીજી ઇન્ટરનેશનલના પ્રતિનિધિને એ છળકપટ અંગે લોકોનાં મન એવો દાવો કરતી "ફોર્મ્યુલા" વડે મનાવી લેવાનો હક મળી જાય છે કે શાસક વર્ગો સામ્રાજ્યવાદી વૃત્તિઓ ધરાવે છે પરંતુ "જનતા" તથા સર્વહારા સમુદાયો "રાષ્ટ્રીય" આકાંક્ષાઓ ધરાવે છે.

દ્વંદ્વાત્મક તર્કને તદ્દન હલકટ અને તદ્દન અધમ વાક્છલમાં પલટાવી **નાખવામાં** આવ્યો છે!

વર્તમાન યુદ્ધમાં રાષ્ટ્રીય તત્ત્વનું પ્રતિનિધિત્વ તો કેવળ સર્બિયાના ઑસ્ટ્રિયા વિરુદ્ધના યુદ્ધથી જ થયું છે (પ્રસંગાનુરૂપ ઉલ્લેખ કરીએ કે આ બાબતની નોંધ અમારી પાર્ટીના બેર્ન સંમેલન[21]ના ઠરાવમાં લેવામાં આવી હતી.) કેવળ સર્બિયામાં જ અને સર્બ લોકોમાં જ આપણને દીર્ઘકાલીન અને લાખો "ઇન્સાનોને", "વ્યાપક લોકસમુદાયો"ને, આવરી લેતું રાષ્ટ્રીય મુક્તિ આંદોલન જોવા મળે છે, અને સર્બિયાનું ઑસ્ટ્રિયા વિરુદ્ધનું વર્તમાન યુદ્ધ એ આંદોલનનું જ "સાતત્ય" છે. એ યુદ્ધ જો અળગું યુદ્ધ હોત, અર્થાત્ તે સામાન્ય યુરોપિયન યુદ્ધની જોડે સંકળાયેલું ન હોત, બ્રિટન તથા રશિયા વગેરેનાં સ્વાર્થી તથા ધાડપાડુ લક્ષ્યોની જોડે સંકળાયેલું ન હોત, તો સર્બિયન મૂડીદાર વર્ગની સફળતાની કામના રાખવાની બાબત તમામ સમાજવાદીઓની ફરજ બની ગઈ હોત—વર્તમાન યુદ્ધમાંના રાષ્ટ્રીય તત્ત્વમાંથી એકમાત્ર ખરો તથા તદ્દન અનિવાર્ય નિષ્કર્ષ એવો જ તારવી શકાય. પરંતુ હવે ઑસ્ટ્રિયન મૂડીદાર વર્ગ, પાદરીઓ, તથા લશ્કરવાદીઓનો ચાકર બની ગયેલો વિતંડાવાદી કાઉત્સ્કી એવો નિષ્કર્ષ નથી તારવતો!

એ ઉપરાંત, પદાર્થનું કોઈ પણ જાતનું અલિપ્ત પરીક્ષણ, અર્થાત્ એકાંગી તથા ભયંકર રીતે વિકૃત પરીક્ષણ, વૈજ્ઞાનિક-ઉત્ક્રાંતિમૂલક રીતની પરમ કક્ષા સમા માર્ક્સવાદી દ્વંદ્વવાદમાં નિષિદ્ધ છે. સર્બિયન-ઑસ્ટ્રિયન યુદ્ધમાંનું રાષ્ટ્રીય તત્ત્વ સામાન્ય યુરોપિયન યુદ્ધમાં કશું ગંભીર મહત્ત્વ નથી ધરાવતું, ધરાવી શકે પણ નહિ. જર્મની જીતે તો તે બેલ્જિયમની, પોલૅંડના એક વધુ હિસ્સાની, કદાચ ફ્રાંસના એક હિસ્સાની, વગેરેની ગળચી દબાવી દેશે. રશિયા જીતે તો તે ગેલિસિયાની, પોલૅંડના એક વધુ હિસ્સાની, આર્મેનિયાની, વગેરેની ગળચી દબાવી દેશે. યુદ્ધ કોઈની "હારજીત વગર" ખતમ થઈ જાય તો પુરાણું રાષ્ટ્રીય પીડન કાયમ રહેશે. સર્બિયા માટે, અર્થાત્ વર્તમાન યુદ્ધના સામેલગીરોમાંથી કદાચ લગભગ એક ટકા માટે, યુદ્ધ મૂડીવાદી-મુક્તિ આંદોલનના "રાજકારણનું સાતત્ય" છે. બાકીના નવ્વાણું ટકા માટે યુદ્ધ સામ્રાજ્યવાદના, અર્થાત્ રાષ્ટ્રોને આઝાદ કરવાની નહિ પરંતુ તેઓની ઉપર કેવળ બળાત્કાર કરવાની જ શક્તિ ધરાવતા જરાજીર્ણ મૂડીદાર વર્ગના, રાજકારણનું સાતત્ય છે. સર્બિયાને "મુક્ત" કરી રહેલું સમહિત તેખડું ઑસ્ટ્રિયાની લૂંટમાં ઇટાલિયન સામ્રાજ્યવાદની મદદના બદલામાં સર્બિયન મુક્તિ તેને **વેચી રહ્યું** છે.

સૌને જાણીતી આ બધી બાબતોને કાઉત્સ્કીએ તકવાદીઓને ખરા ઠરાવવાના ઉદ્દેશે બેશરમીથી વિકૃત કરી નાખી છે. પ્રકૃતિમાં કે સમાજમાં કોઈ "નિર્ભેળ"

પરિઘટનાઓ **નથી** હોતી, અને હોઈ શકે પણ નહિ — માર્ક્સવાદી દ્વંદ્વવાદ આપણને એમ શીખવે છે કારણ કે દ્વંદ્વવાદ બતાવે છે કે નિર્ભેળતાની વિભાવનામાં માનવીય અનુભૂતિની એવી અમુક સંકુચિતતા, એકાંગિતા, સૂચિત જ હોય છે કે જે પદાર્થની સમગ્રતાને તથા જટિલતાને પૂરેપૂરી આવરી ન જ શકે. જગતમાં "નિર્ભેળ" મૂડીવાદ છે જ નહિ અને હોઈ શકે પણ નહિ; આપણને હંમેશાં જોવા મળે છે તે તો કાં સામંતશાહી, કાં કૂપમંડૂકતા, અથવા બીજા કશાનાં **સંમિશ્રણો** જ હોય છે. એટલે, ઉઘાડી લૂંટફાટનાં લક્ષ્યોને ઈરાદાપૂર્વક "રાષ્ટ્રીય" વાતખોરીના પડદા પાછળ છુપાવી રાખતા સામ્રાજ્યવાદીઓ તરફથી "જનતાના સમુદાયો" જોડે કરવામાં આવતા નિર્લજ્જ કપટની ચર્ચા થઈ રહી હોય ત્યારે યુદ્ધ "નિર્ભેળ" સામ્રાજ્યવાદી ન હોવાની વાત યાદ કરનારો આદમી બેહદ મૂઢ વિદ્યાદંભી હોય અથવા હલકટ માથાકૂટિયો તથા કપટી હોય. અસલ મુદ્દો આ મુજબ છે: કાઉત્સ્કી જ્યારે જણાવે છે કે "સર્વહારા સમુદાયો સમેત લોકસમુદાયો" માટે રાષ્ટ્રીય મુક્તિની સમસ્યાઓ "નિર્ણાયક મહત્ત્વની છે" **પરંતુ** શાસક વર્ગો માટે નિર્ણાયક બાબતો "સામ્રાજ્યવાદી વૃત્તિઓ"ની છે (પૃષ્ઠ ૨૭૩), અને એવી દલીલને "વાસ્તવિકતાના અપાર વૈવિધ્ય" (પૃષ્ઠ ૨૭૪) અંગેના કહેવાતા દ્વંદ્વાત્મક ઉલ્લેખ વડે "પુષ્ટિ" આપે છે, ત્યારે તે લોકોની જોડે સામ્રાજ્યવાદીઓનાં છળકપટને ટેકો આપે છે. બેશક, વાસ્તવિકતામાં અપાર વૈવિધ્ય છે જ. એ તો તદ્દન ખરી વાત છે! પરંતુ એટલી જ સંદેહરહિત બીજી વાત છે કે એ અપાર વૈવિધ્યમાં બે મુખ્ય તથા મૂળભૂત વલણો છે: યુદ્ધનું વસ્તુગત અંતસ્તત્ત્વ સામ્રાજ્યવાદના, અર્થાત્ "મોટી સત્તાઓ"ના જરાજીર્ણ મૂડીદાર વર્ગ તરફથી (અને તેઓની સરકારો તરફથી) બીજાં રાષ્ટ્રોની અંદર લૂંટફાટના, "રાજકારણનું સાતત્ય" છે, અને પ્રવર્તમાન "ભાવગત" વિચારસરણી તો લોકસમુદાયોને બેવકૂફ બનાવવા સારુ ફેલાવવામાં આવતી "રાષ્ટ્રીય" વાતખોરી જ છે.

"યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે" "ઉદ્દામો" પરિસ્થિતિમાં સામ્રાજ્યવાદ અથવા સમાજવાદનો વિકલ્પ હોવાની માન્યતા ધરાવતા હતા, એ મુજબના કાઉત્સ્કીના વારંવાર દોહરાવવામાં આવેલા પુરાણા વાક્છલનું પૃથક્કરણ અમે કરી ચૂક્યા છીએ. આ તો નિર્લજ્જ ચાલાકી છે કારણ કે કાઉત્સ્કીને બરાબર ખબર છે કે ઉદ્દામોએ રજૂ કરેલો વિકલ્પ **જુદો** હતો — પાર્ટી કાં તો લૂંટફાટ તથા છળકપટના સામ્રાજ્યવાદી યુદ્ધમાં જોડાઈ જાય અથવા ક્રાંતિકારી કદમનો પ્રચાર તથા તૈયારી કરે. કાઉત્સ્કી એ પણ જાણે છે કે સુદેકુમો પ્રત્યેની તેની દાસવૃત્તિ તેની પાસેથી

જે બેવકૂફીભર્યો ગપગોળો ફેલાવવાનું કામ કરાવી રહી છે તેને ઉઘાડો પાડતાં જર્મન "ઉદ્દામોને" કેવળ સેન્સરશિપ જ અટકાવી રહી છે.

"સર્વહારા સમુદાયો" અને "ગણતર સંસદવીરો" વચ્ચેના સંબંધ અંગે તો કાઉત્સ્કી તદ્દન ચવાઈ ગયેલો વાંધો રજૂ કરે છે:

> "અમારું સમર્થન અમે પોતે જ ન કરીએ એટલા સારુ જર્મનોની વાત આપણે અળગી રાખીએ, પરંતુ એવો ગંભીર દાવો કોણ કરી શકે કે વાલ્યાન, ગેદ, હાઈન્ડમેન, અને પ્લેખાનોવ જેવા માણસો રાતોરાત સામ્રાજ્યવાદીઓ બની ગયા અને તેમણે સમાજવાદનો દ્રોહ કર્યો? સંસદ સભ્યો તથા 'મુખ્ય ઘટકો'ની (સ્પષ્ટ છે કે કાઉત્સ્કીનો નિર્દેશ રોઝા લુક્ઝેમ્બુર્ગ તથા ફ્રાંઝ મેહરિંગ તરફથી પ્રકાશિત સામયિક «*Die Internationale*» પ્રત્યે છે; મુખ્ય ઘટકોની, અર્થાત્ જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનાં સત્તાવાર ઘટકોની, તેની કારોબારી «*Vorstand*»ની, તેના સંસદીય જૂથની, વગેરેની નીતિ અંગે વાજબી ઘૃણા એ સામયિકમાં વ્યક્ત કરવામાં આવી હતી) વાત આપણે અળગી રાખીએ... પરંતુ એમ જણાવવાની હિંમત કોણ કરી શકે કે ગણતર સંસદ સભ્યોનું ફરમાન ચાળીસ લાખ વર્ગજાગ્રત જર્મન સર્વહારાઓના ધોરણને ચોવીસ કલાકની અંદર તદ્દન પલટાવી નાખવા અને તેમને તેમનાં ભૂતપૂર્વ લક્ષ્યોના સીધા વિરોધમાં ખડા કરી દેવા માટે પૂરતું છે? એ વાત ખરી હોય તો એથી કેવળ આપણી પાર્ટીનું જ નહિ પરંતુ **લોકસમુદાયોનુંયે** ભયંકર પતન સાબિત થઈ જાય. (શબ્દ પર ભાર કાઉત્સ્કીએ મૂક્યો છે). જો લોકસમુદાયો એવાં કૌવતહીન ઘેટાંના ટોળાં જેવા હોય તો આપણે માટે દફનાઈ જવાનું જ ઉચિત ગણાય" (પૃષ્ઠ ૨૭૪).

મહાન પ્રમાણપુરુષ કાર્લ કાઉત્સ્કી તો તેના વર્તન તથા દયાજનક ટાળાટાળીના તેના સંચયના પરિણામે રાજકીય તથા વૈજ્ઞાનિક દૃષ્ટિએ લાંબાં વખત પહેલાં જ દફનાઈ ચૂક્યો છે. જેઓ આ વાત ન સમજી શકે અથવા ઓછામાં ઓછું એવી લાગણી ન અનુભવી શકે તેઓ સમાજવાદની બાબતમાં સાવ નકામા છે; અને મેહરિંગ, રોઝા લુક્ઝેમ્બુર્ગ, તથા તેમના અનુયાયીઓએ «*Die Internationale*»માં કાઉત્સ્કી અને કંપનીને અત્યંત ઘૃણાસ્પદ જીવડાઓ ગણાવીને અપનાવેલું વલણ, ઉપસ્થિત સંજોગોમાં એ જ કારણસર એકમાત્ર ખરું વલણ હતું.

આટલું વિચારી જુઓ: યુદ્ધ સંબંધી વલણ વધારે કે ઓછી મુક્ત રીતે વ્યક્ત કરી **શકે** (એટલે કે તત્કાળ ગિરફતાર થઈ ગયા વગર અને કારાગારમાં ધકેલાઈ ગયા વગર, અથવા તરત જ ગોળીએ વીંધાઈ જવાના જોખમ વગર) એવા માણસો **કેવળ** "ગણતર સંસદ સભ્યો" (તેમને અધિકારની રૂએ મત આપવાની આઝાદી હતી, તેઓ વિરોધમાં મત આપવાની પૂરી શક્યતા ધરાવતા હતા. એ કારણે તો રશિયામાંયે કોઈને મારપીટ **નહોતી** કરવામાં આવી કે ગિરફતાર પણ **નહોતા** કરવામાં આવ્યા), ગણતર અમલદારો, પત્રકારો, વગેરે જ હતા. અને હવે કાઉત્સ્કી ઉદારતા દાખવીને એ સામાજિક **સ્તરની** દગાખોરી તથા કાયરતાના દોષનો ટોપલો **લોકસમુદાયોને** માથે ઢોળી દે છે, જોકે તકવાદની કાર્યનીતિ તથા વિચારસરણી જોડે એ સ્તરને સાંકળતી **કડીઓ** અંગે ખુદ કાઉત્સ્કી કેટલાંય વરસો દરમિયાન કોડીબંધ લખાણો લખી ચૂક્યો છે! સામાન્ય રીતે વૈજ્ઞાનિક સંશોધનનો અને વિશેષ રૂપે માર્ક્સવાદી દ્વંદ્વવાદનો પહેલો અને અધિકતમ મૂળભૂત તકાદો એવો છે કે સમાજવાદી આંદોલન**નાં વહેણોના** વર્તમાન સંઘર્ષને— દગાખોરી અંગે વાતો કરનારા, શોર મચાવનારા, તથા ધાંધલ ઊભી કરનારા વહેણ અને દગાખોરીને જોઈ જ ન શકતા વહેણ વચ્ચેના સંઘર્ષને—તેની પહેલાં **આખેઆખા દાયકાઓ** દરમિયાન ચાલતા રહેલા પુરોગામી સંઘર્ષ જોડે સાંકળતી કડીનું પરીક્ષણ લેખકે કરવું જ જોઈએ, પરંતુ કાઉત્સ્કી એ સંબંધમાં એક શબ્દ પણ નથી કહેતો, તે તો વહેણો તથા **વૃત્તિઓનો** સવાલ ઉઠાવવા પણ નથી માગતો. આજ સુધી વૃત્તિઓ હતી, હવે એક પણ **નથી**! આજે તો કેવળ "પ્રમાણપુરુષો"નાં ગુંજતાં નામો જ છે, અને દાસ માનસો તેઓને હુકમનાં પત્તાં તરીકે હંમેશાં આવાહન કરતાં રહે છે. આ સંબંધમાં, એકને માટે બીજાનો સંદર્ભ આપવાનું અને પોતાના "નજીવા દોષો"ને અહો રૂપં અહો ધ્વનિના નિયમ મુજબ મિત્રતાના ભાવે ઢાંકી દેવાનું ખૂબ જ સગવડભર્યું છે. માર્તોવે બેર્ન ખાતે એક ભાષણમાં પોકાર કર્યો કે "આને તકવાદ કેવી રીતે કહેવાય" (જુઓ *«Sotsial-Demokrat»*, અંક ૩૬) "જ્યારે... ગેદ, પ્લેખાનોવ, અને કાઉત્સ્કી..."! આક્સેલરોદે લખ્યું કે "ગેદ જેવા માણસોની ઉપર તકવાદનો આરોપ લગાવતા પહેલાં આપણે વધારે વિચાર કરી લેવો જોઈએ" ('ગોલોસ', અંક ૮૬ અને ૮૭). કાઉત્સ્કીએ બર્લિનમાં પડઘો પાડયો કે "હું મારો બચાવ નહિ કરું, પરંતુ... વાલ્યાન, ગેદ, હાઈન્ડમેન, અને પ્લેખાનોવ!" કેવું પરસ્પર પ્રશંસક મંડળ!

કાઉત્સ્કીએ પોતાનાં લખાણોમાં દાસતાનું એવું જોમ જાહેર કર્યું છે કે તેણે

હાઈન્ડમેનનીયે ખુશામત કરી છે અને હાઈન્ડમેન ભાગીને સામ્રાજ્યવાદને પક્ષે જાણે ગઈકાલે જ ભળી ગયો હોય એવી છાપ ઊભી કરી છે. પરંતુ એના એ જ *«Neue Zeit»* માં તેમ જ આખી દુનિયાનાં કોડીબંધ સામાજિક-લોકશાહીવાદી અખબારોમાં હાઈન્ડમેનના સામ્રાજ્યવાદ વિશેનાં લખાણો **ઘણાં વરસોથી** છપાતાં રહ્યાં છે! કાઉત્સ્કીએ જે **વ્યક્તિઓના** ઉલ્લેખો કર્યા છે તેમની રાજકીય જીવનકથાઓનું પૂરું પરીક્ષણ કરવાની તકલીફ લીધી હોત તો તેને યાદ આવ્યું હોત કે સામ્રાજ્યવાદને પક્ષે ભાગી જવાનો માર્ગ "રાતોરાત" નહિ પણ દાયકાઓ દરમિયાન તૈયાર કરનારાં લક્ષણો તથા ઘટનાઓ એ જીવનકથાઓમાં સામેલ હતાં કે નહિ, વાલ્યાન જોરેસપંથીઓ[22]ના હાથમાં અને પ્લેખાનોવ મેન્શેવિકો[23] તથા વિસર્જનવાદીઓના હાથમાં બંદીવાન હતા કે નહિ, કોઈ પણ મહત્ત્વના સવાલ અંગે સ્વતંત્ર ધોરણ અપનાવવા તદ્દન અશક્ત અને લાક્ષણિક રૂપે ચેતનરહિત તથા નીરસ ગેદપંથી સામયિક *«Le Socialisme»*[24] માં ગેદપંથી વહેણ[25]નું સૌની નજર સામે અવસાન થઈ ગયેલું કે નહિ, કાઉત્સ્કી પોતે (કાઉત્સ્કીને સાવ ઉચિત રીતે જ હાઈન્ડમેન તથા પ્લેખાનોવની જોડાજોડ મૂકનારાઓ સારુ અમે આ વાત ઉમેરી રહ્યા છીએ) બર્નસ્ટાઈનપંથ[26] વિરુદ્ધના સંઘર્ષની આરંભની કક્ષાએ મિલેરાંપંથ[27]ના સવાલના સંબંધમાં સાવ ઢીલો રહ્યો હતો કે નહિ, વગેરે.

પરંતુ એ આગેવાનો અંગેના કશા વૈજ્ઞાનિક પરીક્ષણમાં કાઉત્સ્કી જરા સરખોયે રસ બતાવતો નથી. તે તો જોવાનો પ્રયત્ન પણ નથી કરતો કે એ આગેવાનો પોતાનો બચાવ ખુદ **પોતાની** દલીલો વડે કરી રહ્યા છે કે તકવાદીઓ તથા મૂડીદાર વર્ગની દલીલોને દોહરાવીને કરી રહ્યા છે, એ આગેવાનોના કૃત્યોને ગંભીર રાજકીય મહત્ત્વ તેમના પોતાના અસાધારણ પ્રભાવને કારણે મળ્યું છે કે તેઓ લશ્કરી સંગઠનનો ટેકો ધરાવતા કોઈ બીજા ખરેખર "પ્રભાવક" વહેણના, અર્થાત્ મૂડીવાદી વહેણના, અનુયાયીઓ બની ગયા છે એટલે મળ્યું છે. કાઉત્સ્કીએ આ સવાલના પરીક્ષણની શરૂઆત પણ નથી કરી; તેને તો કેવળ લોકસમુદાયોને છેતરવાની, પ્રમાણધારક નામોના ગુંજન વડે ચકિત કરી દેવાની, સાફ સવાલ ઉઠાવતા તથા તેનું બધી દૃષ્ટિએ પરીક્ષણ કરતા અટકાવી દેવાની જ ફિકર છે.*

---

*કાઉત્સ્કીએ કરેલા વાલ્યાન તથા ગેદના અને હાઈન્ડમેન તથા પ્લેખાનોવના ઉલ્લેખો એક બીજા સંબંધમાં પણ લાક્ષણિક છે. લેન્ચ તથા હેનિશ છાપના

"...ગણતર સંસદ સભ્યોનું ફરમાન ચાળીસ લાખ વર્ગજાગ્રત જર્મન સર્વહારાઓના ધોરણને ચોવીસ કલાકની અંદર તદ્દન પલટાવી નાખવા... માટે પૂરતું છે..."

અહીંયાં કહેવામાં આવેલો દરેક શબ્દ જઠાણું છે. જર્મન પાર્ટીના સભ્યોની સંખ્યા ચાળીસ લાખ નહિ પણ દસ લાખ હતી. કોઈ પણ સંગઠનની બાબતમાં બનતું હોય છે તેમ આ લોકસંગઠનની સંયુક્ત મુરાદ પણ **કેવળ** તેના સંયુક્ત રાજકીય કેંદ્ર મારફત જ, સમાજવાદનો દ્રોહ કરનારા "ગણતર" માણસો મારફત જ, વ્યક્ત થઈ હતી. એ ગણતર માણસોને જ તેમનો અભિપ્રાય વ્યક્ત કરવાનું કહેવામાં આવ્યું હતું, એ ગણતર માણસોને જ મત આપવાનું જણાવવામાં આવ્યું હતું, તેઓ મત આપવાની સ્થિતિમાં હતા, તેઓ લેખો વગેરે લખવાની સ્થિતિમાં હતા. લોકસમુદાયોની સલાહ નહોતી લેવામાં આવી. તેઓને મત આપવાની છૂટ નહોતી; વળી તેઓની અંદર વિખવાદ હતો, અને ગણતર સંસદ સભ્યોના નહિ પરંતુ લશ્કરી સત્તાધારીઓનાં **"ફરમાનો"** મારફત તેઓને જોરજુલમના ભોગ બનાવવામાં આવતા હતા. લશ્કરી સંઘટન અસ્તિત્વમાં હતું. અને **એ સંઘટનના** આગેવાનોની અંદર કશી દગાખોરી નહોતી. એ સંઘટને "લોકસમુદાયો"ને **એક એક કરીને** બોલાવ્યા, અને દરેક વ્યક્તિને અલ્ટિમેટમ આપ્યું: તમારા આગેવાનોની સલાહ માનીને લશ્કરમાં ભરતી થઈ જાઓ અથવા ગોળીએ વીંધાઈ જાઓ. લોકસમુદાયો સંગઠિત રીતે કદમ **ન** ઉઠાવી શક્યા કારણ કે અગાઉથી ઘડાઈ ચૂકેલા તેઓના સંગઠને, "ગણતર" લેગિનો તથા

---

સ્પષ્ટવક્તા સામ્રાજ્યવાદીઓ (તકવાદીઓની તો વાત જ જવા દઈએ) **તેમની પોતાની** નીતિને ખરી ઠરાવવા માટે હાઇન્ડમેન તથા પ્લેખાનોવના ઉલ્લેખો કરે છે, અને તેમને એમ કરવાનો **અધિકાર** છે. નીતિ તો એકની એક જ છે, એવું તેમનું કથન **સત્ય** છે. પરંતુ સામ્રાજ્યવાદની તરફ વળી ગયેલા જહાલો લેન્ચ તથા હેનિશ અંગે કાઉત્સ્કી તુચ્છકારભર્યા ઉલ્લેખો કરે છે. કાઉત્સ્કી ભગવાનનો પાડ માને છે કે એવા પાપીઓની જોડે તે મતભેદ ધરાવે છે અને ક્રાંતિકારી તરીકે કાયમ રહ્યો છે—હસવું આવે છે ને! **હકીકતમાં** કાઉત્સ્કીનું ધોરણ એ લોકોના જેવું જ છે. લાગણીવેડાથી છલકાતાં વાક્યોનો ઉપયોગ કરનારો દંભી અંધરાષ્ટ્રવાદી કાઉત્સ્કી અંધરાષ્ટ્રવાદી મૂરખાઓ ડેવિડ તથા હેઈને અને લેન્ચ તથા હેનિશ કરતાં ઘણા વધારે તિરસ્કારને પાત્ર છે.

કાઉત્સ્કીઓ તથા શાઈદેમાનોમાં મૂર્ત થયેલા સંગઠને, તેઓને દગો દીધો. **નવું** સંગઠન ઘડવામાં તેમ જ પુરાણા, સડેલા, તથા કાલગ્રસ્ત સંગઠનને કચરાના ઢગલામાં ફગાવી દેવાનો નિર્ધાર કરવામાં વખત લાગે છે.

કાઉત્સ્કી પોતાના વિરોધીઓને, ઉદ્દામોને, પરાજિત કરવાનો પ્રયત્ન તેમને એવા અર્થહીન ખયાલના સમર્થકો તરીકે બતાવીને કરે છે કે "લોકસમુદાયોએ" યુદ્ધનો "સામનો" કરીને "ચોવીસ કલાકની અંદર" ક્રાંતિ કરવી જોઈએ અને સામ્રાજ્યવાદના વિરોધમાં "સમાજવાદ"ની સ્થાપના કરવી જોઈએ, નહિતર "લોકસમુદાયો" પોતાની "કાયરતા અને દગાખોરી" જ જાહેર કરશે. પરંતુ આ તો નર્યો બકવાદ છે, અત્યાર સુધી તેનો ઉપયોગ અભણ મૂડીવાદી તથા પોલીસ પુસ્તિકાઓના સંકલનકારો ક્રાંતિકારીઓને "પરાજિત" કરવા સારુ કરતા રહ્યા છે અને હવે કાઉત્સ્કી તેને આપણી સામે ફંગોળે છે. કાઉત્સ્કીના ઉદ્દામ વિરોધીઓ બરાબર જાણે છે કે ક્રાંતિ "કરી" શકાતી નથી, ક્રાંતિઓ તો વસ્તુગત રીતે પરિપકવ કટોકટીઓ તથા ઈતિહાસના પલટાઓમાંથી (અર્થાત્ પાર્ટીઓ તથા વર્ગોની કામનાથી સ્વતંત્ર રીતે) **વિકાસ પામતી હોય છે**, સંગઠન વગર લોકસમુદાયોમાં એકતા તથા નિર્ધારની કમી રહી જાય છે, અને કેંદ્રીકૃત રાજ્યના પ્રબળ ત્રાસવાદી લશ્કરી સંઘટન સામેનો સંઘર્ષ મુશ્કેલ તથા લાંબા ગાળાનું કાર્ય છે. આગેવાનોની દગાખોરીને લીધે લોકસમુદાયો અગત્યની ઘડીએ કશું જ **ન** કરી **શક્યા**, પરંતુ એ "ગણતર" આગેવાનો યુદ્ધ સંબંધી લોનોની વિરુદ્ધ મત આપવા, "વર્ગ સુલેહ" તથા યુદ્ધના સમર્થનની વિરુદ્ધનું ધોરણ અપનાવવા, **તેમની પોતાની** સરકારોના પરાજયની તરફેણમાં બોલવા, મોરચાની ખાઈઓમાં બંધુભાવની તરફેણનો પ્રચાર ચલાવવાના હેતુ માટે આંતરરાષ્ટ્રીય કાર્યમથક સ્થાપવા, ક્રાંતિકારી પ્રવૃત્તિ શરૂ કરવાની આવશ્યકતા અંગે ગેરકાયદેસર સાહિત્યના પ્રકાશનનું આયોજન કરવા*, વગેરે કામગીરીઓ કરવાની **સરસ સ્થિતિમાં** તેમ જ ફરજથી બંધાયેલા હતા.

---

*પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે વર્ગીય તિરસ્કાર તથા વર્ગસંઘર્ષ અંગેનાં લખાણો ઉપર સરકારી પ્રતિબંધને કારણે **સઘળાં** સામાજિક-લોકશાહીવાદી અખબારો બંધ કરી દેવાનું જરાય જરૂરી નહોતું. *«Vorwärts»*[28]ની જેમ, તેને વિશે ન લખવાનું કબૂલ કરી લેવાનું કૃત્ય અધમ તથા કાયરતાભર્યું હતું. *«Vorwärts»*ના એવા કૃત્યથી તેનું **રાજકીય** અવસાન થઈ ગયું, અને માર્તોવે કરેલી એવી વાત ખરી જ હતી. કાનૂની અખબારોને જાળવી રાખવાનું એવી જાહેરાત વડે શક્ય હતું કે આ અખબારો બિન-પાર્ટી તથા **બિન-સામાજિક-લોકશાહીવાદી** છે અને

કાઉત્સ્કી બરાબર જાણે છે કે જર્મન "ઉદ્દામો"નો નિર્દેશ ચોક્કસ રૂપે એવા અથવા **તેને મળતાં** કદમો પ્રત્યે છે, પરંતુ લશ્કરી સેન્સરશિપને કારણે તેઓ એવી બાબતોના **સીધા** ઉઘાડા ઉલ્લેખો કરી શકે એમ નથી. ગમે તે ભોગે તકવાદીઓનો બચાવ કરવાની કાઉત્સ્કીની તમન્નાએ તેને અજોડ અધમતાની કક્ષાએ ધકેલી દીધો છે: લશ્કરી સેન્સરશિપની આડશ લઈને તે ઉદ્દામોને નરી બેહૂદગીઓના સમર્થકો ગણાવી દે છે, તેને વિશ્વાસ છે કે સેન્સરશિપ તેને ફજેતીથી બચાવી લેશે.

૭

કાઉત્સ્કીએ જો ગંભીર વૈજ્ઞાનિક તથા રાજકીય સવાલને જાતજાતની ચાલાકીઓ વડે ટાળ્યો છે અને એ રીતે તકવાદીઓને બેહદ ખુશ કરી દીધા છે, એ સવાલ આવો છે: બીજી ઈન્ટરનેશનલના અત્યંત જાણીતા પ્રતિનિધિઓ માટે સમાજવાદનો દ્રોહ કરવાનું **શક્ય** કેવી રીતે બન્યું?

આ સવાલનું પરીક્ષણ અલગ અલગ આગેવાનોની જીવનકથાઓની દૃષ્ટિએ તો બેશક ન જ કરવું જોઈએ. તેમની જીવનકથાઓના ભાવિ લેખકોને સમસ્યાનું પૃથક્કરણ એ દૃષ્ટિએ પણ કરવું જ પડશે, પરંતુ સમાજવાદી આંદોલનને આજે તો સામાજિક-અંધરાષ્ટ્રવાદી **વહેણના** ઐતિહાસિક ઉગમ, સંજોગો, મહત્ત્વ, અને શક્તિના પરીક્ષણમાં જ રસ છે. ૧) સામાજિક-અંધરાષ્ટ્રવાદનો ઉગમ ક્યાંથી થયો? ૨) તેને શક્તિ ક્યાંથી મળી? ૩) તેનો સામનો કેવી રીતે કરવો? સવાલ પ્રત્યેનો એવો અભિગમ જ ગંભીર ગણાય, "વ્યક્તિગત" અભિગમ તો વાસ્તવમાં કેવળ ટાળાટાળ જ બની રહે, વાક્છલનો નમૂનો જ બની રહે.

પ્રથમ સવાલનો જવાબ મેળવવા માટે આપણે આટલી તપાસ કરી જ લેવી જોઈએ: એક તો એ કે સામાજિક-અંધરાષ્ટ્રવાદનું વૈચારિક તથા રાજકીય અંતસ્તત્ત્વ સમાજવાદના અગાઉના કોઈ વહેણની જોડે **સંકળાયેલું** છે કે નહિ,

---

કામદારોના એક વિભાગની ટેકનિકલ જરૂરિયાતો સંતોષે છે, અર્થાત્ **બિન-રાજકીય અખબારો** છે. યુદ્ધની **ભુલવણી** કરતું ભોમભીતર સામાજિક-લોકશાહીવાદી સાહિત્ય, અને એવી **ભુલવણી** વગરનું કાયદેસર પ્રકાશિત કામદાર વર્ગીય સાહિત્ય, સત્ય ન હોય એવી વાતોને વેગળી રાખતું પરંતુ સત્ય અંગે ચુપ રહેતું સાહિત્ય—એવી વ્યવસ્થા કેમ શક્ય ન બની હોત?

અને બીજું એ કે સમાજવાદીઓની અંદર સામાજિક-અંધરાષ્ટ્રવાદના વિરોધીઓ તથા સમર્થકોનાં હાલ પ્રવર્તિત વિભાજનો, સામાજિક-અંધરાષ્ટ્રવાદના ઉગમ પૂર્વે પ્રવર્તિત વિભાજનોની જોડે, હકીકતી રાજકીય વિભાજનોની દૃષ્ટિએ, કેવો સંબંધ ધરાવે છે.

અમે સામાજિક-અંધરાષ્ટ્રવાદનો અર્થ વર્તમાન સામ્રાજ્યવાદી યુદ્ધમાં પિતૃભૂમિના રક્ષણના ખયાલની સ્વીકૃતિ, આ યુદ્ધમાં સમાજવાદીઓ અને તેમના "પોતપોતાના" દેશોના મૂડીદાર વર્ગ તથા સરકારો વચ્ચેની એકસંપીનું સમર્થન, "પોતપોતાના" મૂડીદાર વર્ગની સામે સર્વહારા-ક્રાંતિકારી કદમના પ્રચાર તથા સમર્થનનો ઈનકાર, વગેરે કરીએ છીએ. તદ્દન સ્પષ્ટ છે કે સામાજિક-અંધરાષ્ટ્રવાદનું બુનિયાદી વૈચારિક તથા રાજકીય અંતસ્તત્ત્વ તકવાદનાં મૂળતત્ત્વોની જોડે પૂરેપૂરો મેળ ખાય છે. એ તો **એકની એક જ** વૃત્તિ છે. ૧૯૧૪-૧૫ના સંજોગોમાં તકવાદ સામાજિક-અંધરાષ્ટ્રવાદમાં જ પરિણમે છે. તકવાદનું મુખ્ય લક્ષણ વર્ગો વચ્ચે સહયોગના ખયાલનું છે. યુદ્ધે એ ખયાલને તર્કસંગત પરિસીમાએ પહોંચાડી દીધો છે અને તેનાં નિત્યનાં ઘટકો તથા ઉત્તેજકોમાં એવાં કેટલાંય નવાં અસાધારણ તત્ત્વો ઉમેરી દીધાં છે: ખાસ ધમકીઓ તથા જોરજુલમ અજમાવીને કૂપમંડૂકિયા તથા વિખવાદમાં સંડોવાઈ ગયેલા લોકસમુદાયોને મૂડીદાર વર્ગ જોડે સહયોગ કરવાની ફરજ પાડવામાં આવી છે. આ સંજોગથી તકવાદના અનુયાયીઓની સંખ્યા સ્વાભાવિક રીતે જ અનેક ગણી થઈ ગઈ છે, અને તેમાંથી જ એ હકીકતનો પૂરો ખુલાસો મળી જાય છે કે ગઈકાલના ઘણા જહાલો ભાગીને એ છાવણીમાં કેમ ચાલ્યા ગયા છે.

તકવાદ એટલે કામદારોની નહિવત લઘુસંખ્યાનાં અલ્પકાલીન હિતોને ખાતર લોકસમુદાયોનાં મૂળભૂત હિતોનું બલિદાન, અથવા બીજા શબ્દોમાં કહીએ તો સર્વહારા વર્ગના વ્યાપક સમુદાયોની વિરુદ્ધ કામદારોના એક હિસ્સાએ મૂડીદાર વર્ગની જોડે સાધેલી એકસંપી. યુદ્ધને કારણે એવી એકસંપી વિશેષ રૂપે છતી થઈ ગઈ છે અને ઊડીને આંખે વળગે છે. તકવાદનો ઉગમ દાયકાઓ દરમિયાન મૂડીવાદના વિકાસના એવા યુગનાં ખાસ લક્ષણોના આધારે થયો હતો કે જ્યારે વિશેષ લાભ માણતા સ્તરના કામદારોની પ્રમાણમાં શાંતિમય તથા સભ્ય જિંદગીએ તેમને "મૂડીવાદી વૃત્તિના" બનાવી દીધા હતા, તેમના રાષ્ટ્રીય મૂડીદારોના નફાઓમાંથી તેમને ટચૂકડો હિસ્સો અપાવ્યો હતો, અને કંગાલ તથા પાયમાલ થઈ ગયેલા લોકસમુદાયોની ગરીબી, હાડમારી, તથા ક્રાંતિકારી જોમથી તેમને અળગા પાડી દીધા હતા. સામ્રાજ્યવાદી યુદ્ધ એવી હાલતનું સીધું સાતત્ય અને

પરાકાષ્ઠા છે, કારણ કે તે મહા-સત્તા રાષ્ટ્રોના **વિશેષાધિકારો** માટેનું, સંસ્થાનોના પુનર્વિભાજન માટેનું, અને બીજાં રાષ્ટ્રોની ઉપર વર્ચસ્વ જમાવવા માટેનું યુદ્ધ છે. કામદાર વર્ગના નિમ્નમૂડીવાદી "ઉપલા સ્તર" અથવા અમીર વિભાગ (અને નોકરશાહી વિભાગ) તરફથી પોતાની વિશેષ લાભની સ્થિતિનું રક્ષણ અને તેને મજબૂત બનાવવાની કોશિશ — નિમ્નમૂડીવાદી તકવાદી આકાંક્ષાઓનું અને તેને અનુરૂપ કાર્યનીતિનું યુદ્ધકાલીન સાતત્ય એવું છે, વર્તમાન સમયના સામાજિક-સામ્રાજ્યવાદનો આર્થિક પાયો એવો છે.* અને ટેવનું દબાણ, પ્રમાણમાં "શાંતિમય" ઉત્ક્રાંતિની ચાલુ ઘટમાળ, રાષ્ટ્રીય પૂર્વગ્રહો, અને જબ્બર

---

* "મહા-સત્તા"ના તથા રાષ્ટ્રીય વિશેષાધિકારોનું, કામદારોની અંદર ફાટફૂટ પેદા કરવાના તથા તેઓનું ધ્યાન સમાજવાદ પરથી હઠાવી દેવાના સાધન તરીકેનું, મહત્ત્વ સામ્રાજ્યવાદીઓ તથા મૂડીદાર વર્ગ કેટલું ઊંચું આંકે છે તેના કેટલાક દાખલા જુઓ. «*Greater Rome and Greater Britain*» (ઓક્સફર્ડ, ૧૯૧૨) નામના પુસ્તકમાં બ્રિટિશ સામ્રાજ્યવાદી લુકાસે વર્તમાન બ્રિટિશ સામ્રાજ્યમાં બિનગોરા લોકોની કાનૂની નિર્યોગ્યતાઓની વાત કબૂલ કરી છે (પૃષ્ઠ ૯૬-૯૭), અને જણાવ્યું છે કે "આપણા પોતાના સામ્રાજ્યમાં ગોરા કામદારો અને બિનગોરા કામદારો જોડાજોડ હોય ત્યાં તેઓ એકસરખી કક્ષાએ કામ નથી કરતા, અને ગોરો માણસ જાણે બિનગોરા માણસનો ઉપરી જોબર હોય છે." સામાજિક-લોકશાહીવાદીઓની વિરુદ્ધ શાહી એકસંપીના માજી મંત્રી એર્વિન બેલ્ગેરે «*Social-Democracy Affer the War*» (૧૯૧૫) નામની પુસ્તિકામાં સામાજિક-લોકશાહીવાદીઓના વર્તનની પ્રશંસા કરી છે અને જાહેર કર્યું છે કે તેમણે "આંતરરાષ્ટ્રવાદી, તરંગી" અને "ક્રાંતિકારી" ખયાલો વગરની (પૃષ્ઠ ૪૪) "નિર્ભેળ કામદાર પાર્ટી" (પૃષ્ઠ ૪૩), "રાષ્ટ્રીય" પાર્ટી, "જર્મન કામદાર પાર્ટી" (પૃષ્ઠ ૪૫) બનાવવી જોઈએ. પરદેશોમાં મૂડીનાં રોકાણો અંગેના એક પુસ્તકમાં (૧૯૦૭) જર્મન સામ્રાજ્યવાદી સાર્ટોરિયસ ફોન વાલ્ટેરસહાઉઝેને[29] જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની ઉપર "રાષ્ટ્રીય કલ્યાણ"ને — જે સંસ્થાનો કબજે કરી લેવામાં સમાયેલું છે — અવગણવાનું દોષારોપણ કર્યું છે અને બ્રિટિશ કામદારોના "વાસ્તવવાદ"ની, દાખલા તરીકે આપ્રવાસનની વિરુદ્ધ તેમના સંઘર્ષની, પ્રશંસા કરી છે. વિશ્વ રાજકારણના સિદ્ધાંતો અંગેના એક પુસ્તકમાં જર્મન મુત્સદ્દી રુડોર્ફેર[30] એ સુવિદિત હકીકત ઉપર ભાર મૂક્યો છે કે મૂડીનું આંતરરાષ્ટ્રીયકરણ રાષ્ટ્રીય મૂડીદારોના સત્તા તથા

પલટા અંગેની બીક તથા અવિશ્વાસ — આ બધી બાબતોએ પણ, વધારાના સંજોગો તરીકે, તકવાદને તેમ જ તકવાદ જોડેના દંભી તથા કાયરતાભર્યા મનમેળને, પ્રવેગ બેશક આપ્યો જ છે, જોકે દેખાવ પૂરતો તો કેવળ થોડા વખત માટે જ અને અસાધારણ કારણો તથા હેતુઓને લીધે જ. દાયકાઓથી પોષણ પામી રહેલા તકવાદને યુદ્ધે પલટાવી નાખ્યો છે, તેને ઊંચી કક્ષાએ પહોંચાડી દીધો છે, તેની રંગછાયાઓની સંખ્યા તથા વૈવિધ્યમાં વધારો કર્યો છે, તેના અનુયાયીઓની હરોળોને વિસ્તારી છે, તેઓની દલીલોને પારાવાર નવા વાક્છલ વડે સમૃદ્ધ બનાવી છે, અને તકવાદના મુખ્ય પ્રવાહમાં જાણે અનેક નવાં નદીઝરણાં મેળવી દીધાં છે. પરંતુ મુખ્ય પ્રવાહ અદૃશ્ય નથી જ થયો. વાત એથી ઊલટી જ છે.

સામાજિક-અંધરાષ્ટ્રવાદ એટલી હદે પરિપકવ થઈ ચૂકેલો તકવાદ છે કે સમાજવાદી પાર્ટીઓની અંદર એ મૂડીવાદી ગૂમડાની હયાતી ચાલુ રહેવાનું હવે અશક્ય બની ગયું છે.

સામાજિક-અંધરાષ્ટ્રવાદ અને તકવાદ વચ્ચેના ગાઢતમ તથા અતૂટ સંબંધને જોવાનો ઇનકાર કરનારાઓ અલગ અલગ દાખલાઓને પકડી લે છે — તેઓ કહે છે કે આ અથવા તે તકવાદી આંતરરાષ્ટ્રવાદી બની ગયો છે, આ અથવા તે જહાલ હવે અંધરાષ્ટ્રવાદી બની ગયો છે. પરંતુ **વહેણોના** વિકાસના સંબંધમાં એવી દલીલો કશું વજૂદ નથી ધરાવતી. પહેલી વાત તો એ કે કામદાર

---

પ્રભાવ માટેના, "મોટા ભાગના શેર" પોતાને હસ્તક રાખવા માટેના, પ્રવેગિત સંઘર્ષને કોઈ રીતે ખતમ નથી જ કરતું. લેખકે નોંધ લીધી છે કે એ પ્રવેગિત સંઘર્ષમાં કામદારો સંડોવાઈ જાય છે (પૃષ્ઠ ૧૭૫). પુસ્તક ૧૯૧૩ના ઑક્ટોબર માસનું પ્રકાશન છે અને લેખકે "મૂડીનાં હિતો"નો ઉલ્લેખ આધુનિક યુદ્ધોના કારણ તરીકે તદ્દન સ્પષ્ટ રૂપમાં કર્યો છે. તે જણાવે છે કે "રાષ્ટ્રીય વૃત્તિ"નો સવાલ સમાજવાદનું "મુખ્ય અંગ" બની રહ્યો છે (પૃષ્ઠ ૧૭૬), અને વાસ્તવમાં વધારે ને વધારે રાષ્ટ્રવાદી બનતા જતા સામાજિક-લોકશાહીવાદીઓનાં આંતરરાષ્ટ્રીય જાહેરનામાંથી ડરવાનું સરકારોને કશું જ કારણ નથી (પૃષ્ઠ ૧૦૩, ૧૧૦, ૧૭૬). તે લખે છે કે આંતરરાષ્ટ્રીય સમાજવાદ કામદારોને રાષ્ટ્રીય પ્રભાવથી મુક્ત કરી શકશે તો જ વિજયી બનશે કારણ કે એકલી હિંસા દ્વારા તો કશું જ સિદ્ધ ન થઈ શકે, પરંતુ રાષ્ટ્રીય લાગણીઓ વર્ચસ્વી બની જશે તો આંતરરાષ્ટ્રીય સમાજવાદનો પરાજય થશે (પૃષ્ઠ ૧૭૩-૭૪).

આંદોલનની અંદર અંધરાષ્ટ્રવાદ અને તકવાદ એકનો એક જ આર્થિક આધાર ધરાવે છે: સર્વહારા સમુદાયો, મહેનતકશ સમુદાયો, અને સામાન્ય રૂપે સૌ પીડિતોની વિરુદ્ધ સર્વહારા વર્ગના સંખ્યાની દૃષ્ટિએ નાનકડા ઉપલા સ્તર અને નિમ્નમૂડીવાદી વર્ગની એકસંપી — તેમની "પોતાની" રાષ્ટ્રીય મૂડીને મળતા વિશેષ લાભોમાંથી મામૂલી હિસ્સો પામનારાઓની એકસંપી. બીજી વાત એ કે બન્ને વહેણોનું વૈચારિક તથા રાજકીય અંતસ્તત્ત્વ એકનું એક જ છે. અને ત્રીજી વાત એ કે સમાજવાદીઓની અંદર થઈ ગયેલું અંધરાષ્ટ્રવાદીઓ તથા આંતરરાષ્ટ્રવાદીઓનું નવું વિભાજન, બીજી ઈન્ટરનેશનલના (૧૮૮૯-૧૯૧૪) ગાળામાં થઈ ગયેલા તકવાદી વહેણ તથા ક્રાંતિકારી વહેણના પુરાણા વિભાજનને અનુરૂપ છે.

છેલ્લી વાતની યથાર્થતા સમજવી હોય તો યાદ રાખવું જોઈએ કે સામાજિક વિજ્ઞાનમાં (સામાન્ય રીતે વિજ્ઞાનની જેમ જ) હંમેશાં **વ્યાપક** પરિઘટનાઓનું પરીક્ષણ કરવામાં આવે છે, અલગ અલગ દાખલાઓનું નહિ. આપણે યુરોપના દસ દેશો લઈએ: જર્મની, બ્રિટન, રશિયા, ઈટાલી, હોલૅંડ, સ્વિડન, બલ્ગારિયા, સ્વિટ્ઝર્લૅન્ડ, ફ્રાંસ, અને બેલ્જિયમ. પહેલા આઠ દેશોમાં સમાજવાદીઓનું નવું (આંતરરાષ્ટ્રવાદ મુજબનું) વિભાજન પુરાણા (તકવાદ મુજબના) વિભાજનને અનુરૂપ છે: જર્મનીમાં «*Sozialistische Monatshefte*»[31] સામયિક અગાઉ તકવાદના ગઢ જેવું હતું અને હવે અંધરાષ્ટ્રવાદના ગઢ જેવું બની ગયું છે. આંતરરાષ્ટ્રવાદના વિચારોનું સમર્થન ઉગ્રવાદી ઉદ્દામો કરે છે. બ્રિટનમાં બ્રિટિશ સમાજવાદી પાર્ટી[32]ના લગભગ ત્રણ સપ્તમાંશ આંતરરાષ્ટ્રવાદી છે (નવીનતમ ગણતરીઓમાં જાણવા મળ્યું તે મુજબ, આંતરરાષ્ટ્રવાદી ઠરાવની તરફેણમાં ૬૬ મત અને વિરુદ્ધમાં ૮૪ મત), અને તકવાદી **જૂથમાં** (લેબર પાર્ટી[33] તથા ફેબિયનો[34] તથા 'સ્વતંત્ર લેબર પાર્ટી'[35]) એક સપ્તમાંશથી **ઓછા** આંતરરાષ્ટ્રવાદી છે.* રશિયામાં તકવાદીઓના મુખ્ય આધાર સમું વિસર્જનવાદી 'નાશા ઝાર્યા'[36] હવે અંધરાષ્ટ્રવાદનો મુખ્ય આધાર બની ગયું છે. પ્લેખાનોવ

---

*સાધારણ રીતે **એકલી** 'સ્વતંત્ર લેબર પાર્ટી'ને જ 'બ્રિટિશ સમાજવાદી પાર્ટી'ની જોડે સરખાવવામાં આવે છે. એ ગલત છે. સંગઠનનાં રૂપોને નહિ પરંતુ તાત્ત્વિક બાબતોને લક્ષમાં લેવી જોઈએ. દૈનિક અખબારોની વાત જોઈએ: અખબારો **બે** હતાં — એક તો «*The Daily Herald*»[37], બ્રિટિશ સમાજવાદી પાર્ટીનું વાજિંત્ર, અને બીજું «*The Daily Citizen*»[38] તકવાદી જૂથનું વાજિંત્ર. પ્રચાર, આંદોલન, અને સંગઠનનું વાસ્તવિક કાર્ય દૈનિકો કરે છે.

અને અલેક્સિન્સ્કી વધારે શોર મચાવે છે પરંતુ પાંચ વરસના અનુભવમાંથી (૧૯૧૦-૧૪) આપણે જાણી લીધું છે કે રશિયાના લોકસમુદાયોમાં પદ્ધતિસર પ્રચાર ચલાવવાની શક્તિ તેમનામાં નથી. રશિયામાં આંતરરાષ્ટ્રવાદીઓનું કેંદ્રક "પ્રાવદાવાદ"[39] અને ૧૯૧૨ના જાન્યુઆરી[40]માં પાર્ટીનું પુનરુત્થાન કરનારા અગ્રગામી કામદારોનું પ્રતિનિધિત્વ કરતા દૂમાના રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર જૂથનું બનેલું છે.

ઇટાલીમાં બિસ્સોલાટી અને કંપનીની પાર્ટી તદ્દન તકવાદી હતી તે હવે અંધરાષ્ટ્રવાદી બની ગઈ છે. આંતરરાષ્ટ્રવાદનું પ્રતિનિધિત્વ **કામદારોની** પાર્ટી કરે છે. કામદારોના બહોળા **સમુદાયો** એ પાર્ટીનું સમર્થન કરે છે; અને તકવાદીઓ, સંસદવીરો, તથા નિમ્નમૂડીવાદી વર્ગ અંધરાષ્ટ્રવાદની હિમાયત કરે છે. ઇટાલીમાં કેટલાય મહિનાઓ દરમિયાન મુક્ત પસંદગી થઈ શકે એમ હતી અને ખરેખર કરવામાં આવી હતી, તે આકસ્મિક રીતે નહિ પરંતુ સાધારણ સર્વહારાઓ અને નિમ્નમૂડીવાદી જૂથોનાં વર્ગીય ધોરણો વચ્ચેના તફાવત અનુસાર કરવામાં આવી હતી.

હોલેંડમાં ત્રુલ્સ્ત્રાની તકવાદી પાર્ટીએ સામાન્ય રૂપે અંધરાષ્ટ્રવાદની જોડે મેળ સાધી લીધો છે (એ હકીકતથી ભોળવાઈ ન જવું જોઈએ કે હોલેંડમાં મોટા મૂડીદાર વર્ગની જેમ જ નિમ્નમૂડીવાદી વર્ગ પણ જર્મની પ્રત્યે ખાસ ધિક્કાર ધરાવે છે કારણ કે જર્મની તેને વધારેમાં વધારે સહેલાઈથી "ઓહિયાં" કરી શકે એમ છે). સુસંગત, ઈમાનદાર, જોશીલા, અને પ્રતીતિ ધરાવતા આંતરરાષ્ટ્રવાદીઓનું ઘડતર તો હોર્ટર તથા પાન્નેકોએકની આગેવાની ધરાવતી માર્ક્સવાદી પાર્ટીએ જ કર્યું છે. સ્વિડનમાં જર્મન સમાજવાદીઓની ઉપર દગાખોરીનો આરોપ મૂકવામાં આવ્યો એટલે તકવાદી આગેવાન બ્રાંટિંગે રોષ વ્યક્ત કર્યો છે, જ્યારે ઉદ્દામોના આગેવાન હોગલુંડે જાહેર કર્યું છે કે તેના કેટલાક અનુયાયીઓ ચોક્કસ રૂપે એવો જ અભિપ્રાય ધરાવે છે (જુઓ «*Sotsial-Demokrat*», અંક ૩૬). બલ્ગારિયામાં તકવાદનો વિરોધ કરતા "તેસ્ન્યાકો[41]એ" પોતાના અખબારમાં (અખબાર 'નોવો વ્રેમે') જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની ઉપર "ગલીચ કરતૂત કર્યું" હોવાનો આરોપ મૂક્યો છે. સ્વિટ્ઝર્લેન્ડમાં તકવાદી ગ્રેઇલિખના અનુયાયીઓ જર્મન સામાજિક-લોકશાહીવાદીઓનું સમર્થન કરવાનું વલણ ધરાવે છે (જુઓ તેમનું મુખપત્ર ઝુરિખનું «*Volksrecht*»[42]), જ્યારે ઘણા વધારે જહાલ આર. ગ્રીમના સમર્થકોએ બેર્નના અખબાર «*Berner Tagwacht*»[43]ને જર્મન ઉદ્દામોના

મુખપત્રમાં પલટાવી નાખ્યું છે. દસમાંથી માત્ર બે જ દેશો — ફ્રાંસ અને બેલ્જિયમ — અપવાદ જેવા છે, પરંતુ એ દેશોમાં પણ આપણે ચોકસાઈથી નિરીક્ષણ કરીએ તો આંતરરાષ્ટ્રવાદીઓની ગેરહાજરી નહિ પરંતુ તેમની વધારે પડતી કમજોરી તથા હતાશા (અમુક અંશે તો સહેલાઈથી સમજી શકાય એવાં કારણોસર) નજરે પડે છે. *«L'Humanité»*[44]માં વાલ્યાને પોતે કબૂલ કરેલી વાત આપણે ભૂલવી ન જોઈએ કે તેને તેના વાચકો તરફથી આંતરરાષ્ટ્રવાદી ધોરણનું સમર્થન કરતા પત્રો મળ્યા છે, પરંતુ તેણે એ પત્રો આખેઆખા પ્રકાશિત નથી કર્યા, તેમાંથી **એક પણ** પત્ર આખેઆખો પ્રકાશિત નથી કર્યો!

વહેણો તથા વૃત્તિઓનું એકંદર પરીક્ષણ કરીએ તો આપણે કબૂલ કરવું જ પડે કે યુરોપના સમાજવાદી આંદોલનની તકવાદી પાંખે સમાજવાદનો દ્રોહ કર્યો છે અને ભાગીને અંધરાષ્ટ્રવાદનો આશરો લીધો છે. તેની શક્તિનો અને સત્તાવાર પાર્ટીઓની અંદર તેની દેખાતી સર્વશક્તિમત્તાનો સ્રોત શેમાં છે? ઇતિહાસના સવાલો ઉઠાવવામાં, ખાસ કરીને તો આપણા જમાનાની સમસ્યાઓ જોડે કશો સંબંધ ન ધરાવતી પ્રાચીન રોમની અથવા એવી જ બીજી બાબતોના સંદર્ભો ટાંકીને ઇતિહાસના સવાલો ઉઠાવવામાં, પાવરધો કાઉત્સ્કી પોતે હવે સંડોવાઈ ગયો છે એટલે સમજણ ન પડવાનો દંભી દેખાવ કરી રહ્યો છે. પરંતુ આખી બાબત દીવા જેવી સાફ છે. તકવાદીઓની પ્રચંડ શક્તિ મૂડીદાર વર્ગ જોડેની, સરકારો તથા લશ્કરી તંત્રો જોડેની, **તેમની એકસંપી**માંથી આવે છે. રશિયામાં આ બાબત અંગે ઘણી વાર ગફલત રાખવામાં આવે છે, માની લેવામાં આવે છે કે તકવાદીઓ તો સમાજવાદી પાર્ટીઓનો એક **વિભાગ** જ છે, એ પાર્ટીઓની અંદર બે સામસામી કટ્ટર પાંખો હંમેશાં રહી જ છે અને રહેશે, "કટ્ટર વલણ" ટાળવાં જોઈએ, વગેરે વગેરે — અને એવા જ કૂપમંડૂકિયા નિશાળિયા નીતિનિયમો પુષ્કળ પ્રમાણમાં રટવામાં આવે છે.

વાસ્તવમાં કામદારોની પાર્ટીઓની અંદર તકવાદીઓનું ઔપચારિક સભ્યપદ એ હકીકતનું ખંડન કોઈ રીતે નથી જ કરતું કે વસ્તુગત દૃષ્ટિએ તેઓ મૂડીદાર વર્ગની રાજકીય ટુકડી છે, તેના પ્રભાવના પ્રસારકો છે, અને કામદાર આંદોલનમાં તેના દલાલો છે. હેરોસ્ટ્રાટસ જેવી ખ્યાતિનો દાવો કરતા તકવાદી સુદેકુમે જ્યારે એ સામાજિક તથા વર્ગીય તથ્યનું પ્રતીતિજનક પ્રદર્શન કરી દીધું ત્યારે ઘણા સદ્‌ભાવી લોકો આશ્ચર્યચકિત થઈ ગયા. ફ્રેંચ સમાજવાદીઓ તથા પ્લેખાનોવે તુચ્છકારના ભાવે સુદેકુમની સામે આંગળી ચીંધી — જોકે વેન્દરવેલ્દે, સમ્બાત, અથવા પ્લેખાનોવે દર્પણમાં જોયું હોત તો તેમને **સુદેકુમ**

**સિવાય** બીજું કશું જ ન દેખાયું હોત, માત્ર રાષ્ટ્રીય લક્ષણોમાં જરાક ફરક વરતાયો હોત. હવે કાઉત્સ્કીની પ્રશંસા કરતા અને કાઉત્સ્કી તરફથી પ્રશંસા પામતા જર્મન કારોબારીના («*Vorstand*»ના) સભ્યોએ ઝટપટ જાહેર કરી દીધું છે—સાવચેતીથી, વિનમ્રતાથી, અને વિનયથી—(સુદેકુમનું નામ લીધા વગર) કે તેઓ સુદેકુમના ધોરણ જોડે "સંમત નથી".

આ તો હાસ્યાસ્પદ વાત છે કારણ કે અણીની ઘડીએ જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની નીતિઓના સંબંધમાં વાસ્તવમાં એકલો સુદેકુમ જ એકસો હાઅઝે તથા કાઉત્સ્કીઓ કરતાં વધારે જોરદાર સાબિત થઈ ગયો હતો ('નાશા ઝાર્યા'થી અળગાં થઈ જવામાં ગભરાટ અનુભવનારાં બ્રસેલ્સ જૂથ[45]નાં વહેણો કરતાં એકલું એ અખબાર જેવી રીતે વધારે જોરદાર સાબિત થઈ ગયું છે એવી જ રીતે).

એમ કેમ છે? કારણ કે સુદેકમને મૂડીદાર વર્ગનું, સરકારનું, અને એક મહા-સત્તાના લશ્કરી તંત્રનું પીઠબળ છે. સુદેકુમની નીતિને તેઓ હજાર હજાર રીતે ટેકો આપે છે, જયારે તેના વિરોધીઓની નીતિને કારાવાસ તેમ જ મોતની સજા સમેત દરેકે દરેક રીતે નિષ્ફળ બનાવી દેવામાં આવે છે. સુદેકુમનો અવાજ મૂડીવાદી અખબારોની લાખો નકલો મારફત લોકો સુધી પહોંચી જાય છે (વેન્દરવેલ્દે, સમ્બાત, અને પ્લેખાનોવના અવાજો પહોંચી જાય છે એવી રીતે), જયારે તેના વિરોધીઓના અવાજો તો લશ્કરી સેન્સરશિપને લીધે કાનૂની અખબારોમાંયે સંભળાતા **નથી**!

સામાન્ય રૂપે એકમત છે કે તકવાદ કંઈ અલગ અલગ વ્યક્તિઓ સંબંધી કોઈ આકસ્મિક બિના, પાપ, સરતચૂક, અથવા દગાખોરીની બાબત નથી પરંતુ ઈતિહાસના એક આખા યુગની સામાજિક નીપજ છે. આ તથ્યના મર્મ અંગે પૂરતો વિચાર હંમેશાં નથી કરવામાં આવતો. તકવાદને કાનૂનવાદમાંથી પોષણ મળ્યું છે. ૧૮૮૯ અને ૧૯૧૪ વચ્ચેના સમયમાં કામદાર પાર્ટીઓ મૂડીવાદી કાયદેસરતાનો લાભ લઈ શકતી હતી. કટોકટી આવી ત્યારે તેઓએ કામની ગેરકાનૂની રીતો અપનાવી લેવી જોઈતી હતી (પરંતુ પ્રચંડ જોમ તથા નિર્ધારની જોડે સંખ્યાબંધ યુક્તિપ્રયુક્તિઓને સાંકળી લીધા વગર એ શક્ય નહોતું). ગેરકાનૂની રીતો અપનાવવાના કદમને અટકાવી દેવા માટે **એક જ** સુદેકુમ પૂરતો હતો કારણ કે ઐતિહાસિક-તત્ત્વજ્ઞાનીય અર્થમાં કહીએ તો તેને આખી "પુરાણી દુનિયા"નું પીઠબળ હતું, અને અમલી રાજકારણના અર્થમાં કહીએ તો તે, સુદેકમ, મૂડીદાર વર્ગના વર્ગદુશ્મનની તમામ લશ્કરી યોજનાઓ હંમેશાં મૂડીદાર વર્ગ સમક્ષ જાહેર કરી દેતો રહ્યો છે અને રહેશે.

એ તો હકીકત છે કે આખી જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી જેટલું સુદેકુમને ગમતું હોય અથવા સુદેકુમ ચલાવી લે એમ હોય **એટલું** જ કરે છે (અને ફ્રેંચ તથા **અન્ય** પાર્ટીઓના સંબંધમાં પણ આ વાત ખરી છે). સત્તાવાર રીતે તો બીજું કશું જ **ન** થઈ શકે. જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની અંદર **પ્રમાણિક** તથા ખરેખર સમાજવાદી જે કંઈ બને છે તે તો તેનાં કેંદ્રોના **વિરોધમાં**, તેના કાર્યવાહક તથા કેંદ્રીય ઘટક સામે **ચાલબાજી** મારફત, સંગઠનની શિસ્તના **ભંગ રૂપે**, **જૂથબંધીની રીતે**, એક **નવી** પાર્ટીનાં **નવાં** તથા અનામી કેંદ્રો વતી કરવામાં આવે છે. દાખલા તરીકે, ચાલુ વર્ષના મેની ૩૧મી તારીખે *«Berner Tagwacht»*[46]માં જર્મન "ઉદ્દામોના" જાહેરનામાનું પ્રકાશન એવી રીતે જ કરવામાં આવ્યું હતું. લેગિન, સુદેકુમ, કાઉત્સ્કી, હાઅઝે, શાઈદેમાન, અને કંપનીની પુરાણી ભ્રષ્ટ રાષ્ટ્રીય-ઉદારવાદી પાર્ટીથી નિરાળી એક **નવી** પાર્ટી, ખરેખરી કામદાર પાર્ટી, અસલી ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદી પાર્ટી હકીકતમાં વિકસી રહી છે, મજબૂત બની રહી છે, સંગઠિત થઈ રહી છે.*

એટલે, રૂઢિચુસ્ત *«Preussische Jahrbücher»*[47]માં તકવાદી "મોનિટરે"

---

*ચોથી ઑગસ્ટના ઐતિહાસિક મતદાન (યુદ્ધ સંબંધી લોનો અંગે.—સં.) પહેલાં જે બનેલું તે અત્યંત લાક્ષણિક છે. સત્તાવાર પાર્ટીએ એ પ્રસંગની ઉપર દફતરશાહી દંભનો પડદો ઢાંકી દઈને જાહેર કર્યું છે કે નિર્ણય બહુમતીથી લેવામાં આવ્યો હતો અને બધાએ સર્વાનુમતે **તરફેણ** કરી હતી. પરંતુ સ્રોબેલે એ દંભને ઉઘાડો પાડી દીધો અને *«Die Internationale»* સામયિકમાં સત્ય જાહેર કરી દીધું. રેઈખ્સ્ટાગના સામાજિક-લોકશાહીવાદી સભ્યો **બે** જૂથોમાં વહેંચાઈ ગયા અને દરેક જૂથે અલ્ટીમેટમ પેશ કરી દીધું, અર્થાત્ ભિન્નમતી નિર્ણય, અર્થાત્ ફૂટ અંકિત કરતો નિર્ણય, રજૂ કરી દીધો. એક જૂથે, લગભગ ત્રીસ જેટલા તકવાદીઓએ, **ગમે તેવા સંજોગોમાં તરફેણમાં** મત આપવાનું નક્કી કર્યું; લગભગ પંદર જેટલા ઉદ્દામોના બીજા જૂથે વિરોધમાં મત આપવાનું નક્કી કર્યું—પણ નબળા નિર્ધારથી. કદી મક્કમ ધોરણ ન લેનારા "મધ્યમપંથી" અથવા "કળણ" જૂથે તકવાદીઓની સંગાથે મત આપ્યા એટલે ઉદ્દામોને છક્કડ હાર મળી અને તેઓ શરણે થઈ ગયા! જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની "એકતા"ની વાતો નર્યો દંભ છે, અને તકવાદીઓનાં અલ્ટીમેટમો સાંભળીને અનિવાર્ય રૂપે તાબેદારી સ્વીકારી લેવાના ઉદ્દામોના કૃત્યની ઉપર એ દંભ હકીકતમાં પડદો ઢાંકી દે છે.

કહી નાખેલી વાતમાં ગહન ઐતિહાસિક તથ્ય હતું. તેણે જણાવ્યું કે વર્તમાન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી **મવાળપંથે ઢળી જશે** તો એથી તકવાદીઓને (**અર્થાત્ મૂડીદાર વર્ગને**) હાનિ પહોંચશે કારણ કે એમ બનશે તો કામદારો પાર્ટીને તજી દેશે. તકવાદીઓને (અને મૂડીદાર વર્ગને) માટે તો પાર્ટી આજે જેવી છે એવી હાલતમાં જરૂરી છે, જેમાં મવાળ તથા ઉદ્દામ પાંખોનો **સમન્વય** સધાતો હોય અને જેનું સત્તાવાર પ્રતિનિધિત્વ કાઉત્સ્કી કરતો હોય એવી પાર્ટી જરૂરી છે, કારણ કે કાઉત્સ્કી તો પોતાનાં ઠાવકાં "તદ્દન માર્ક્સવાદી" વાક્યો વડે ગમે તેવી બાબતો વચ્ચે મેળ બેસાડી શકે. શબ્દોમાં તો જનતા માટે, લોકસમુદાયો માટે, કામદારો માટે, સમાજવાદ તથા ક્રાંતિકારી જેમ, પરંતુ કૃત્યમાં સુદેકમવાદ, કોઈ પણ કટોકટીના વખતે મૂડીદાર વર્ગનું અનુસરણ. અમે કોઈ પણ કટોકટીનો ઉલ્લેખ કર્યો છે કારણ કે કેવળ યુદ્ધના વખતમાં જ નહિ પરંતુ કોઈ પણ ગંભીર રાજકીય હડતાલમાં "મુક્ત તથા સંસદીય" બ્રિટન અથવા ફ્રાંસની જેમ "સામંતશાહી" જર્મની એક યા બીજું બહાનું કાઢીને **તત્કાળ** લશ્કરી કાનૂન લાગુ કરી જ દેશે. તંદુરસ્ત મગજ તથા સમજશક્તિ ધરાવતા કોઈ પણ માણસને આ બાબતમાં મુદ્દલ શંકા હોઈ શકે જ નહિ.

આ બાબતોમાંથી ઉપરના સવાલનો—સામાજિક-અંધરાષ્ટ્રવાદનો સામનો કેવી રીતે કરવો એ સવાલનો—તર્કસંગત જવાબ મળી જાય છે. સામાજિક-અંધરાષ્ટ્રવાદ એટલી હદે પરિપકવ થઈ ચૂકેલો, પ્રમાણમાં "શાંતિમય" મૂડીવાદના લાંબા ગાળા દરમિયાન એટલો મજબૂત તથા નિર્લજ્જ બની ગયેલો, એટલી ચોક્કસ રાજકીય વિચારસરણી ધરાવતો, અને મૂડીદાર વર્ગ તથા સરકારોની જોડે એટલો ગાઢ સંકળાયેલો તકવાદ છે કે સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીઓની **અંદર એવા વહેણની** હયાતીને ચલાવી **ન જ** લેવાય. નાનકડા પ્રાંતિક શહેરના સપાટ માર્ગો પર ચાલવામાં પાતળા સોલનાં તકલાદી પગરખાં કામ લાગે, પરંતુ પહાડી કેડીઓ પર ચાલવાનું આવે ત્યારે તો ખીલીઓ જડેલા ભારે જોડાની જરૂર પડે. યુરોપમાં સમાજવાદ સંકુચિત તથા રાષ્ટ્રીય મર્યાદાઓથી બંધાયેલી પ્રમાણમાં શાંતિમય કક્ષાને વટાવી ગયો છે. ૧૯૧૪-૧૫નું યુદ્ધ ફાટી નીકળતાં તે ક્રાંતિકારી કદમની કક્ષામાં દાખલ થઈ ગયો છે. એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન હોઈ શકે જ નહિ કે તકવાદથી તદ્દન અળગા થઈ જવાની વેળા, કામદાર પાર્ટીઓમાંથી તેની હકાલપટ્ટી કરવાની વેળા, પાકી ગઈ છે.

આંતરરાષ્ટ્રીય વિકાસના નવા યુગમાં સમાજવાદી આંદોલનની સમક્ષ ઉપસ્થિત

થયેલાં નવાં કર્તવ્યોનું આ નિરૂપણ તત્કાળ બેશક નથી જ બતાવતું કે કામદારોની ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓ નિમ્નમૂડીવાદી તકવાદી પાર્ટીઓથી અળગી થઈ જવાની પ્રક્રિયા વિવિધ દેશોમાં કેટલી ઝડપથી અને કેવાં ચોક્કસ રૂપોમાં ચાલશે. પરંતુ આ નિરૂપણમાં એટલું સ્પષ્ટ રૂપે સમજી લેવાની આવશ્યકતા તો જાહેર થાય જ છે કે એવી રીતે અળગા થઈ જવાનું અનિવાર્ય છે અને કામદાર પાર્ટીઓની સમગ્ર નીતિનું સંચાલન એ દૃષ્ટિએ જ થવું જોઈએ. ૧૯૧૪-૧૫ના યુદ્ધથી ઇતિહાસમાં એવો પ્રચંડ પલટો આવી ગયો છે કે તકવાદ પ્રત્યેનું વલણ અગાઉ હતું એવું ને એવું કાયમ **ન જ** રહી **શકે**. જે બની ગયું છે તેને ભૂંસી નાખવાનું અશક્ય છે. કામદારોનાં મનમાંથી, મૂડીદાર વર્ગના અનુભવમાંથી, કે સામાન્ય રૂપે આપણા યુગના રાજકીય બોધપાઠોમાંથી એ હકીકતને મિટાવી દેવાનું અશક્ય છે કે કટોકટીની ઘડી આવી ત્યારે તકવાદીઓ કામદાર પાર્ટીઓની અંદરથી ભાગીને મૂડીદાર વર્ગની સોડમાં લપાઈ ગયેલાં તત્ત્વોના કેંદ્રક તરીકે સાબિત થઈ ગયા છે. આખા યુરોપના આધારે કહીએ તો તકવાદ યુદ્ધ પહેલાં જાણે સગીર અવસ્થામાં હતો. યુદ્ધ ફાટી નીકળતાં તે પુખ્ત અવસ્થામાં પહોંચી ગયો છે અને તેની "નિર્દોષતા" તથા તારુણ્યનું પુનરુત્થાન હવે શક્ય નથી. સંસદવીરો, પત્રકારો, શ્રમ સંબંધી અધિકારીઓ, ઑફિસોના વિશેષાધિકારી માણસો, તથા સર્વહારા વર્ગના અમુક હિસ્સાઓનો બનેલો એક આખો સામાજિક સ્તર ફૂટી નીકળ્યો છે અને પોતાના રાષ્ટ્રીય મૂડીદાર વર્ગની જોડે **સંયોજિત થઈ ગયો છે**. તેની કદર કરવાની તથા તેની અંદર "મનગમતા ફેરફારો" કરવાની પૂરી કાબેલિયત મૂડીદાર વર્ગે સાબિત કરી દીધી છે. ઇતિહાસના ક્રમને અટકાવી કે પલટાવી ન જ શકાય — આપણે નીડરપણે આગળ ધપવું જોઈએ, તકવાદની પકડમાં જકડાઈ ગયેલાં તૈયારીનાં કાનૂની કામદાર વર્ગીય સંગઠનોની કક્ષાએથી એવાં ક્રાંતિકારી સંગઠનોની કક્ષાએ પહોંચી જવું જોઈએ કે જે કાયદેસરતાની મર્યાદાઓમાં બંધાઈ **ન** રહેવાની રીત અંગે વાકેફગાર હોય, તકવાદી દગાખોરીની સામે પોતાનો બચાવ કરવાની શક્તિ ધરાવતાં હોય, અને "સત્તા માટેનો સંઘર્ષ", મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનો સંઘર્ષ, શરૂ કરી રહેલા સર્વહારા વર્ગનાં સંગઠનો હોય.

આથી ભેગાભેગું એ પણ સાબિત થઈ જાય છે કે ગેદ, પ્લેખાનોવ, કાઉત્સ્કી, વગેરે જેવા બીજી ઇન્ટરનેશનલના નામાંકિત પ્રમાણપુરુષોની બાબતમાં શું કરવું એવા સવાલ વડે ખુદ પોતાનાં તેમ જ કામદારોનાં મનમાં ધુમ્મસ ભરી દેનારા માણસોના વિચારો કેટલા ગલત છે. હકીકતમાં એવો સવાલ ઊભો જ

નથી થતો. એ વ્યક્તિઓ નવાં કર્તવ્યોને ન સમજી શકે તો તેમણે બાજુ પર ખસી જવું પડશે અથવા હાલ છે તેમ તકવાદીઓની કેદમાં જ કાયમ રહેવું પડશે. એ વ્યક્તિઓ "કેદ"માંથી મુક્તિ હાંસલ કરી લે તો ફરી ક્રાંતિકારીઓની છાવણીમાં પહોંચી જવાની બાબતમાં તેમને **રાજકીય** અવરોધો નડવાનો ભાગ્યે જ કશો સંભવ છે. ગમે તેવા સંજોગોમાં, વહેણો વચ્ચેના સંઘર્ષના તથા કામદાર વર્ગીય આંદોલનના નવા યુગના સવાલની જગ્યાએ વ્યક્તિઓની ભૂમિકાના સવાલને મૂકી દેવાની વાત બેહૂદી છે.

૮

બીજી ઇન્ટરનેશનલના યુગમાં સમાજવાદી પાર્ટીઓની સૌથી મહત્ત્વની વિશિષ્ટતા કદાચ કામદાર વર્ગનાં વ્યાપક કાનૂની સંગઠનોની રહી છે. એવાં સંગઠનો સૌથી મજબૂત જર્મન પાર્ટીમાં હતાં, ૧૯૧૪-૧૫ના યુદ્ધથી તેમાં જ અત્યંત ઉગ્ર કટોકટી પેદા થઈ તથા સવાલ અત્યંત તાકીદનો બની ગયો. ક્રાંતિકારી પ્રવૃત્તિઓ શરૂ કરવાનું સ્વાભાવિક પરિણામ પોલીસ તરફથી એ કાનૂની સંગઠનોને વિખેરી નાખવામાં આવ્યું હોત, અને લેગિનથી કાઉત્સ્કી સુધીના માણસોનો સમાવેશ કરતી પુરાણી પાર્ટીએ વર્તમાન કાનૂની સંગઠનોને જાળવી રાખવા ખાતર સર્વહારા વર્ગના ક્રાંતિકારી લક્ષ્યોનું બલિદાન આપી દીધું. આ બાબતનો ભલે ગમે એટલો ઇનકાર કરવામાં આવે પરંતુ એ તો હકીકત છે. નજીવા ફાયદા સારુ — વર્તમાન પોલીસ કાનૂનની પરવાનગી મુજબનાં સંગઠનો સારુ — સર્વહારા વર્ગના ક્રાંતિ કરવાના અધિકારને વેચી દેવામાં આવ્યો.

જર્મન સામાજિક-લોકશાહીવાદી કામદાર મંડળોના આગેવાન કાર્લ લેગિનની «*Why Trade Union Officials Must Take a More Active Part in the Internal Life of the Party*» (બર્લિન, ૧૯૧૫) નામની પુસ્તિકાનો દાખલો લઈએ. લેખકે ૧૯૧૫ના જાન્યુઆરીની ૨૭મી તારીખે કામદાર મંડળોના કાર્યકરોની સભામાં કરેલું વ્યાખ્યાન તેમાં પ્રકાશિત થયું છે. લેગિને એ વ્યાખ્યાન દરમિયાન વાંચી સંભળાવેલા અને તેની પુસ્તિકામાં પુનર્મુદ્રિત થયેલા અત્યંત રસપ્રદ દસ્તાવેજને લશ્કરી સેન્સરશિપની પરવાનગી બીજી કોઈ રીતે કદી ન જ મળી હોત. «*Notes for Speakers in the District of Niederbarnim*» (બર્લિનનું એક ઉપનગર) નામે ઓળખાતા એ દસ્તાવેજમાં જર્મન ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓના વિચારોનું, પાર્ટીની સામે તેમણે જાહેર કરેલા વિરોધનું, નિરૂપણ છે. દસ્તાવેજમાં

જણાવવામાં આવ્યું છે કે ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ એક બાબતની પૂર્વધારણા ન કરી શક્યા—

> "કે જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તથા કામદાર મંડળોની સમગ્ર તાકાત યુદ્ધ-સરકારની તરફેણ કરશે, અને એ સમગ્ર તાકાતનો ઉપયોગ લોકસમુદાયોના ક્રાંતિકારી જોમને દબાવી દેવા માટે કરવામાં આવશે" (લેગિનની પુસ્તિકાનું પૃષ્ઠ ૩૪).

આ વાત તદ્દન સાચી છે. એ જ દસ્તાવેજમાં સમાવિષ્ટ નીચેનું નિવેદન પણ સાચું છે:

> "રેઇખ્સ્ટાગમાં સામાજિક-લોકશાહીવાદી જૂથે ઑગસ્ટની ચોથી તારીખે આપેલા મતથી સાબિત થઈ ગયું કે નિરાળું વલણ લોકસમુદાયોમાં ઊંડાં મૂળિયાં ધરાવતું હોત તોપણ કસાયેલી પાર્ટીની આગેવાની હેઠળ તે કામયાબીથી માર્ગ કરીને આગળ ન આવી શક્યું હોત, પરંતુ પાર્ટીનાં મુખ્ય ઘટકોનો સામનો કરીને જ, પાર્ટી તથા કામદાર મંડળોના પ્રતિકારને મારી હઠાવીને જ, આગળ આવી શક્યું હોત" (સંદર્ભ ઉપર મુજબ).

આ વાત તદ્દન સાચી છે.

> "રેઇખ્સ્ટાગમાં સામાજિક-લોકશાહીવાદી જૂથે પોતાની ફરજ બજાવી હોત તો સંગઠનનું બાહ્ય રૂપ કદાચ નષ્ટ થઈ ગયું હોત પરંતુ ભાવના સલામત રહી હોત, સમાજવાદ-વિરોધી અસાધારણ કાનૂન[48]ના ગાળા દરમિયાન પાર્ટીમાં ચેતન રેડનારી અને તમામ મુશ્કેલીઓનો સામનો કરવામાં તેને મદદ કરનારી ભાવના સલામત રહી હોત" (સંદર્ભ ઉપર મુજબ).

લેગિનની પુસ્તિકામાં જણાવવામાં આવ્યું છે કે તેનું વ્યાખ્યાન સાંભળવા એકત્રિત કરવામાં આવેલા અને પોતાને કામદાર મંડળોના અગ્રિમ કાર્યકરો તરીકે ઓળખાવતા "આગેવાનો" ઉપરોક્ત વિધાનો સાંભળીને **હસી પડયા**. કટોકટીની વેળાએ ગેરકાનૂની ક્રાંતિકારી સંગઠનો રચવાનું (સમાજવાદ-વિરોધી કાનૂનના ગાળામાં કરવામાં આવ્યું હતું તેમ) શક્ય તથા આવશ્યક હોવાનો ખયાલ તેમને **હાસ્યાસ્પદ** લાગ્યો. મૂડીદાર વર્ગનો સૌથી વફાદાર રખેવાળ લેગિન છાતી કૂટતો ચીસ પાડી ઊઠયો:

"સાફ જણાય છે કે આ ખયાલ અરાજકતાવાદી છે: સમસ્યાનો ઉકેલ લોકસમુદાયોને હાથે આણવા સારુ સંગઠનને ખરાબે ચડાવી દેવું! મારા મનમાં મુદ્લ શંકા નથી કે આ તો અરાજકતાવાદી ખયાલ જ છે!"

"ખરી વાત!" સૌ એકીસાથે બોલી ઊઠયા (સંદર્ભ ઉપર મુજબ). કામદાર વર્ગનાં સામાજિક-લોકશાહીવાદી સંગઠનોના આગેવાનો તરીકે પોતાને ઓળખાવતા પણ હકીકતમાં મૂડીદાર વર્ગના ખાંધિયાઓએ હાજીહાનો શોર મચાવી દીધો.

બોધપ્રદ ચિત્ર. મૂડીવાદી કાયદેસરતાથી લોકો એટલા બધા અવનત અને વિમૂઢ બની ગયા છે કે ક્રાંતિકારી સંઘર્ષના માર્ગદર્શન સારુ **બીજા કોઈ** પ્રકારનાં સંગઠનોની, **ગેરકાનૂની** સંગઠનોની, આવશ્યકતાનો **વિચાર** પણ નથી કરી શકતા. લોકો એમ માની લેવા જેટલા હલકા પડી ગયા છે કે પોલીસની પરવાનગીથી ચાલતાં કાનૂની મંડળો એટલે ચરમ કક્ષા — જાણે કેમ કટોકટીના વખતમાં એવાં મંડળોને **મુખ્ય** ઘટકો તરીકે **જાળવી** રાખવાની ધારણાયે શક્ય હોય! અહીંયાં આપણને તકવાદની જીવંત દ્વંદ્વાત્મકતા જોવા મળે છે: કાનૂની મંડળોની ખાલી વૃદ્ધિથી અને મૂઢ પરંતુ નિષ્ઠાવાન કૂપમંડૂકોની હિસાબકિતાબની મર્યાદાઓમાં બંધાઈ રહેવાની ખાલી ટેવથી એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ છે કે જેમાં કટોકટીની વેળાએ એ નિષ્ઠાવાન કૂપમંડૂકો લોકસમુદાયોના ક્રાંતિકારી જોમને **રૂંધી નાખનારા** દ્રોહીઓ તથા દગાખોરો સાબિત થઈ ગયા છે. આ કોઈ આકસ્મિક ઘટના નથી. ક્રાંતિકારી સંગઠનનું ઘડતર શરૂ કરવું જ જોઈએ — નવી ઐતિહાસિક પરિસ્થિતિ, સર્વહારા ક્રાંતિકારી પ્રવૃત્તિનો યુગ, એવો તકાદો કરે છે — પરંતુ તેની શરૂઆત તો પુરાણા આગેવાનોની, ક્રાંતિકારી જોમને રૂંધી નાખનારાઓની, **ઉપરવટ થઈને** જ કરી શકાય, પુરાણી પાર્ટીની **ઉપરવટ થઈને** જ કરી શકાય, તેના **ખાતમા** મારફત જ કરી શકાય.

બેશક, પ્રતિક્રાંતિકારી કૂપમંડૂકો બરાડા પાડે છે કે "અરાજકતાવાદ!" તકવાદી એડવર્ડ ડેવિડે કાર્લ લીબ્કનેખ્તને ભાંડતી વેળા એવા જ "અરાજકતાવાદ"ના બરાડા પાડેલા. જર્મનીમાં માત્ર એવા આગેવાનો જ પ્રમાણિક સમાજવાદીઓ રહ્યા હોય એમ લાગે છે કે જેને તકવાદીઓએ અરાજકતવાદીઓ કહીને વગોવ્યા હોય...

આજના લશ્કરની વાત લઈએ. તે સંગઠનનું સરસ ઉદાહરણ પૂરું પાડે છે. એ સંગઠન સરસ છે તેનું કારણ ફક્ત એટલું જ છે કે તે **લવચીક** છે અને સાથે સાથે લાખો લોકોને **એક જ નેમ** વડે સાંકળી લે છે. એ લાખો

માણસો આજે દેશના જુદા જુદા ભાગોમાં પોતપોતાનાં ઘરોમાં જિંદગી ગુજારી રહ્યા છે, પરંતુ આવતીકાલે ભરતીનું ફરમાન થાય તો તેઓ ફરજ બજાવવા હાજર થઈ જાય. આજે તેઓ ખાઈઓમાં પડયા હોય, અને કદાચ મહિનાઓ સુધી પડયા રહે, પરંતુ આવતીકાલે તેમને જુદા જ ક્રમમાં હુમલો કરવા આગળ ધપાવવામાં આવે. આજે તેઓ ગોળીઓથી તેમ જ ફૂટતા તોપગોળાઓથી બચવામાં ચમત્કારો કરી બતાવે, અને આવતીકાલે તેઓ લડાઈના મેદાનમાં દુશ્મનોનો સીધો સામનો કરવામાં ચમત્કારો કરી બતાવે. આજે તેમની અગ્રિમ ટુકડીઓ સુરંગો ગોઠવે, અને આવતીકાલે આકાશમાંથી વિમાનીઓના માર્ગદર્શન હેઠળ તેઓ કોડીબંધ માઈલોની આગેકૂચ કરે. એક જ લક્ષ્યની સિદ્ધિ અર્થે અને એક જ નેમ વડે ગતિશીલ બનીને લાખો માણસો પોતાના સંપર્કો તથા વર્તનનાં રૂપોમાં પરિવર્તન આણે, પોતાની પ્રવૃત્તિઓના સ્થળ તથા રીતમાં પરિવર્તન આણે, સંઘર્ષના પલટાતા સંજોગો તથા આવશ્યકતાઓ અનુસાર પોતાનાં સાધનો તથા હથિયારોમાં પરિવર્તન આણે — આ બધું ખરેખરું સંગઠન કહેવાય.

આ બાબત મૂડીદાર વર્ગની સામે કામદાર વર્ગના સંઘર્ષના સંબંધમાં પણ ખરી છે. આજે ક્રાંતિકારી પરિસ્થિતિ નથી, લોકસમુદાયોમાં અશાંતિ પેદા કરે અથવા તેઓની પ્રવૃત્તિઓને વેગ આપે એવા સંજોગો અસ્તિત્વમાં નથી; આજે તમારા હાથમાં મતપત્રક આપવામાં આવે છે — તેને લઈ લો, અને કારાવાસ ભેગા થઈ જવાની બીકે સંસદની બેઠકોને વળગી રહેનારા માણસો માટે વૈભવી ધારાકીય નોકરીઓ મેળવવાના સાધન તરીકે નહિ પરંતુ તમારા દુશ્મનોની સામે હથિયાર તરીકે તેનો ઉપયોગ કરી શકાય એવી રીતે સંગઠિત બનતાં શીખી લો. કાલે મતપત્રક તમારી પાસેથી લઈ લેવામાં આવે અને તમને બંદૂક અથવા ઝડપથી ગોળા છોડતી સરસ તથા અત્યંત અદ્યતન તોપ આપવામાં આવે — મોત અને વિનાશનું એ હથિયાર લઈ લો, જંગથી ડરનારા લાગણીવશ રોતલ માણસોની મુદ્દલ પરવા ન કરો; કામદાર વર્ગની મુક્તિ ખાતર જેને આગ તથા તલવાર વડે ખતમ કરી નાખવું જ **પડે** એવું ઘણુંબધું હજી જગતમાં બાકી છે; લોકસમુદાયોમાં રોષ અને હતાશા વધી જાય, ક્રાંતિકારી પરિસ્થિતિ ઊભી થાય, તો ક્રાંતિકારી સંગઠનો ઘડવાની તૈયારી કરો અને મોત તથા વિનાશનાં એ ઉપયોગી હથિયારોને તમારી **પોતાની** સરકાર તથા તમારા **પોતાના** મૂડીદાર વર્ગની **સામે ઉપયોગમાં લો.**

આ કાર્ય સહેલું તો બેશક નથી જ. તેમાં તૈયારીની મુશ્કેલ પ્રવૃત્તિઓની

તેમ જ ભારે બલિદાનોની જરૂર પડશે. આ તો સંગઠન તથા સંઘર્ષનું **નવું** રૂપ છે જેને **શીખી લેવાનું જ છે**, અને ભૂલો તથા પીછેહઠ વગર જ્ઞાન હાંસલ ન જ થાય. લડાઈના દાવપેચ, આગેકૂચ, અથવા ખાઈઓમાં પડયા રહેવાની કામગીરીના સંબંધમાં કોઈ કિલ્લા ઉપર હલ્લાનું સ્થાન જેવું ગણાય, એવું જ સ્થાન ચૂંટણીઓમાં સામેલગીરીના સંબંધમાં વર્ગસંઘર્ષનું આ રૂપ ધરાવે છે. ઈતિહાસ સંઘર્ષના આ રૂપને તાત્કાલિક કર્તવ્યના સ્થાને **વારંવાર** નથી મૂકતો, પરંતુ પછી તેનું મહત્ત્વ દાયકાઓ સુધી અનુભવાતું રહે છે. સંઘર્ષની **એવી** રીત જયારે અજમાવી શકાય અને અજમાવવી જ જોઈએ એવા **દિવસો** બીજા ઐતિહાસિક યુગોનાં **કોડીબંધ** વરસો સમાન હોય છે.

...કાર્લ કાઉત્સ્કી અને કાર્લ લેગિનની સરખામણી કરો. કાઉત્સ્કી લખે છે:

> "પાર્ટી જ્યાં સુધી નાની હતી ત્યાં સુધી યુદ્ધનો પ્રત્યેક વિરોધ બહાદુરીના કૃત્ય તરીકે પ્રચારાત્મક મૂલ્ય ધરાવતો હતો... રશિયન તથા સર્બિયન સાથીઓની સામાન્ય રીતે કદર કરવામાં આવી છે. પરંતુ પાર્ટી જેમ જેમ મજબૂત બનતી જાય તેમ તેમ તેના નિર્ણયોની અભિપ્રેરણાઓમાં પ્રચારાત્મક ગણતરીઓની જોડે અમલી પરિણામોની ગણતરી વધારે ને વધારે પ્રમાણમાં વણાતી જાય છે, બન્ને અભિપ્રેરણાઓને સમાન રૂપે પૂરતા લક્ષમાં રાખવાનું વધારે ને વધારે મુશ્કેલ બનતું જાય છે, અને તોયે તેમાંથી એકેયને અવગણવી ન જ જોઈએ. એટલે, આપણે જેમ જેમ વધારે તાકાતવાન બનતા જઈએ તેમ તેમ દર નવી તથા જટિલ પરિસ્થિતિમાં આપણી અંદર મતભેદો વધારે ને વધારે સહેલાઈથી ઊભા થતા જાય છે" «*Internationalism and War*», પૃષ્ઠ ૩૦).

કાઉત્સ્કીની આ દલીલો લેગિનની દલીલોથી માત્ર એટલા પૂરતી જ ભિન્ન છે કે તે દંભી તથા કાયરતાભરી છે. સારતત્ત્વની દૃષ્ટિએ જોતાં કાઉત્સ્કી ક્રાંતિકારી પ્રવૃત્તિઓના લેગિનોએ કરેલા ધૃણાસ્પદ પરિત્યાગને ટેકો આપે છે તથા વાજબી ઠરાવે છે, પરંતુ તે છાનીછપની રીતે, બંધાઈ ગયા વગર, એમ કરે છે; તે સંકેતોને પડતા મૂકે છે અને લેગિનને તેમ જ રશિયનોના ક્રાંતિકારી વર્તનને, બેઉને, અભિનંદવા પૂરતો સીમિત રહે છે. અમે રશિયનો ક્રાંતિકારીઓ પ્રત્યે આવા પ્રકારનું વલણ કેવળ ઉદારવાદીઓની અંદર જ જોવા ટેવાયેલા છીએ; ઉદારવાદીઓ ક્રાંતિકારીઓની "હિંમત" માની લેવા હંમેશાં તૈયાર હોય છે,

પરંતુ તેની સાથે તેઓ પોતાની અતિ-તકવાદી કાર્યનીતિનો પરિત્યાગ કોઈ હિસાબે **નથી** જ કરતા. સ્વમાની ક્રાંતિકારીઓ કાઉત્સ્કીની "કદરની વાતો" કદી **નહિ** જ સ્વીકારે, અને સવાલની એવી રજૂઆતને રોષપૂર્વક નકારી કાઢશે. ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં ન હોય, ક્રાંતિકારી કદમનો પ્રસાર ફરજિયાત **ન** હોય, તો રશિયનો તથા સર્બિયનોનું વર્તન **ખોટું** ગણાય અને તેમની કાર્યનીતિ ગલત ગણાય. લેગિન અને કાઉત્સ્કી જેવા શૂરવીરો કંઈ **નહિ** તો પોતાની પ્રતીતિઓ અંગેની હિંમત તો દાખવે, એટલું ખુલ્લંખુલ્લા જાહેર તો કરે.

પરંતુ જો રશિયન તથા સર્બિયન સમાજવાદીઓની કાર્યનીતિ "કદર"ને પાત્ર હોય તો જર્મન, ફ્રેંચ, વગેરે "મજબૂત" પાર્ટીઓની એથી **ઊલટી** કાર્યનીતિને ઉચિત ઠરાવવાનું કૃત્ય ખોટું અને ગુનાહિત છે. ઈરાદાપૂર્વકની અસ્પષ્ટ અભિવ્યક્તિ—"અમલી પરિણામો"—વડે કાઉત્સ્કીએ મોટી તથા મજબૂત પાર્ટીઓની એવી **બીકના** સીધાસાદા તથ્યને **છુપાવી દીધું છે** કે સરકાર તેઓનાં સંગઠનોને વિખેરી નાખશે, તેઓનાં નાણાં જપ્ત કરી લેશે, અને તેઓના આગેવાનોને ગિરફતાર કરી લેશે. આનો અર્થ તો એવો થાય છે કે ક્રાંતિકારી કાર્યનીતિનાં અણગમતાં "અમલી પરિણામો" અંગે દલીલો કરીને કાઉત્સ્કી સમાજવાદના દ્રોહને વાજબી ઠરાવે છે. આ શું માર્ક્સવાદનો અનાચારી દુરુપયોગ નથી?

કહેવાય છે કે ચોથી ઑગસ્ટે યુદ્ધ સંબંધી લોનોની તરફેણમાં મત આપનારા સામાજિક-લોકશાહીવાદી પ્રતિનિધિઓમાંથી એકે બર્લિનમાં કામદારોની એક સભામાં આવી જાહેરાત કરેલી: "અમે ગિરફતાર થઈ ગયા હોત." કામદારોએ પોકારો કરીને જવાબ આપ્યો: "તો એમાં ખોટું શું હતું?"

જર્મન **તથા ફ્રેંચ** કામદાર સમુદાયોની અંદર ક્રાંતિકારી લાગણીઓ જગાવે અને ક્રાંતિકારી કદમની આવશ્યકતાની સભાનતા પ્રેરે એવો બીજો કોઈ **સંકેત** શક્ય ન હોય તોયે હિંમતભર્યા ભાષણ બદલ સંસદના એક સભ્યની ગિરફતારી વિવિધ દેશોના સર્વહારાઓની ક્રાંતિકારી કાર્યની એકતા માટેની હાકલ તરીકે ઉપયોગી બની હોત. એવી **એકતા** સાધવાનું કાર્ય **સહેલું નથી,** વળી સંસદસભ્યોના ઊંચા દરજ્જાને કારણે સમગ્ર રાજકીય પરિસ્થિતિ અંગે તેમનું દૃષ્ટિફલક ખૂબ વિસ્તૃત હોવાથી **પહેલકદમી કરવાની** તેમની તો ફરજ હતી જ.

કેવળ યુદ્ધકાળમાં જ નહિ, અને લોકસમુદાયોના કોઈ પણ પ્રકારના ક્રાંતિકારી કદમના ગાળાઓની વાત તો રહેવા દઈએ પરંતુ ગમે તે ઉગ્ર રાજકીય પરિસ્થિતિમાં પણ, **અધિકતમ મુક્ત** મૂડીવાદી દેશોની સરકારોયે કાનૂની સંગઠનો

વિખેરી નાખવાની, તેઓનાં નાણાં જપ્ત કરી લેવાની, તેઓના આગેવાનોને ગિરફતાર કરી લેવાની, અને એવા જ પ્રકારનાં બીજાં "અમલી પરિણામો"ની ધમકી ચોક્કસ આપે જ. તો પછી આપણે શું કરવું? કાઉત્સ્કી કરે છે તેમ, એવા આધારે તકવાદીઓને ખરા ઠરાવવા? પરંતુ તેનો અર્થ તો એવો થાય કે સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓના રાષ્ટ્રીય ઉદારવાદી કામદાર પાર્ટીઓમાં રૂપાંતરને પાવન જાહેર કરી દેવું.

સમાજવાદી માટે તો કેવળ એક જ નિષ્કર્ષ શક્ય છે: નિર્ભેળ કાનૂનવાદ, "યુરોપિયન" પાર્ટીઓનો કેવળ કાનૂનવાદ, હવે કાલગ્રસ્ત થઈ ગયો છે અને મૂડીવાદના વિકાસની સામ્રાજ્યવાદ પૂર્વેની કક્ષામાં મૂડીવાદી કામદાર નીતિનો પાયો બની ગયો છે. તેમાં હવે ગેરકાનૂની પાયાના ઘડતર વડે, ગેરકાનૂની સંગઠન વડે, ગેરકાનૂની સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિ વડે, પરંતુ એક પણ કાનૂની સ્થિતિ શરણે કરી દીધા વગર, ઉમેરો કરવો જ જોઈએ. એ માર્ગ અપનાવવાનો મનસૂબો તેમ જ તેની આવશ્યકતા અંગેની પ્રતીતિ હોય તો અનુભવ બતાવી આપશે કે એ કામ **કેવી રીતે** કરવું. રશિયાના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓએ ૧૯૧૨-૧૪ દરમિયાન સાબિત કરી દીધું છે કે આ સમસ્યાનો ઉકેલ શક્ય છે. દૂમામાં કામદારોના પ્રતિનિધિ મુરાનોવે, મુકદ્દમા[49] દરમિયાન જેનું વર્તન બાકીના બધા કરતાં બહેતર હતું અને જેને હદપાર કરીને સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યો તેણે, સાફ પ્રદર્શિત કરી દીધું કે **પ્રધાનીકરણક્ષમ** માણસોના (હેન્ડરસન, સમ્બાત, તથા વેન્દરવેલ્દેથી લઈને સુદેકુમ તથા શાઈદેમાન સુધીના, છેલ્લા બે પણ પૂર્ણ રૂપે "પ્રધાનીકરણક્ષમ" થઈ રહ્યા છે પરંતુ તેમને પ્રવેશખંડથી આગળ જવા દેવામાં આવતા નથી!) સંસદવાદ ઉપરાંત એક બીજો **ગેરકાનૂની તથા ક્રાંતિકારી** સંસદવાદ પણ શક્ય છે. ખાંધિયાઓના "યુરોપિયન" સંસદવાદને કોસોવ્સ્કીઓ તથા પોત્રેસોવો ભલે વખાણતા અથવા સ્વીકારતા રહે — અમે તો કામદારોને અણથક કહેતા જ રહીશું કે **એવો** કાનૂનવાદ, લેગિન તથા કાઉત્સ્કી તથા શાઈદેમાન છાપનો **એવો** સામાજિક-લોકશાહીવાદ, ફક્ત નફરતને જ લાયક છે.

## ૯

હવે સારાંશ તારવીએ.

બીજી ઇન્ટરનેશનલનું પતન યુરોપની સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓની બહુસંખ્યા તરફથી તેમની પોતાની પ્રતીતિઓના તેમ જ સ્ટુટગાર્ટ

તથા બાઝેલ ખાતેના તેમના પોતાના ગંભીર ઠરાવોના નિર્લજ્જ દ્રોહમાં અત્યંત સચોટ રીતે વ્યક્ત થયું છે. પરંતુ તકવાદના સંપૂર્ણ વિજયને, સામાજિક લોકશાહીવાદી પાર્ટીઓના રાષ્ટ્રીય ઉદારવાદી કામદાર પાર્ટીઓમાં રૂપાંતરને, અંકિત કરતું એ પતન તો બીજી ઈન્ટરનેશનલના આખા ઐતિહાસિક યુગનું—ઓગણીસમી સદીના અંતને અને વીસમી સદીના આરંભને આવરી લેતા ગાળાનું—પરિણામ જ માત્ર છે. પશ્ચિમ યુરોપની મૂડીવાદી તથા રાષ્ટ્રીય ક્રાંતિઓની પરિસમાપ્તિમાંથી સમાજવાદી ક્રાંતિઓના આરંભમાં સંક્રમણના એ યુગના વસ્તુગત સંજોગોમાંથી તકવાદનો ઉગમ થયો અને તેને પોષણ મળ્યું. એ સમય દરમિયાન આપણને યુરોપના કેટલાક દેશોમાં (બ્રિટન, ઈટાલી, હોલૅંડ, બલ્ગારિયા, અને રશિયા) કામદાર વર્ગીય તથા સમાજવાદી આંદોલનની અંદર ફૂટ નજરે પડે છે જે મુખ્યત્વે તકવાદના આધારની ફૂટ હતી; બીજા દેશોમાં (જર્મની, ફ્રાંસ, બેલ્જિયમ, સ્વિડન, અને સ્વિટ્ઝર્લૅન્ડ) આપણને એ જ પ્રકારનાં વહેણોનો લાંબો અને અડિયલ સંઘર્ષ જોવા મળે છે. મહાયુદ્ધથી પેદા થયેલી કટોકટીએ તમામ પડદાઓને ફગાવી દીધા છે, પ્રણાલિકાઓને સાફ કરી નાખી છે, ક્યારના પાકી ગયેલા ગૂમડાને છતું કરી દીધું છે, તકવાદની મૂડીદાર વર્ગના સોબતી તરીકેની ખરી ભૂમિકાને જાહેર કરી દીધી છે. કામદારોની પાર્ટીઓમાંથી એ તત્ત્વનો સંપૂર્ણ સંગઠનાત્મક વિચ્છેદ અનિવાર્ય બની ગયો છે. સામ્રાજ્યવાદી યુગમાં એક જ પાર્ટીની અંદર ક્રાંતિકારી સર્વહારા વર્ગની મોખરાની હરોળ અને કામદાર વર્ગના અર્ધ-નિમ્નમૂડીવાદી અમીર વિભાગની—"પોતાના" રાષ્ટ્રના "મહા-સત્તા તરીકેના" દરજ્જાના વિશેષાધિકારોમાંથી નજીવો હિસ્સો માણતા વિભાગની—જોડાજોડ હયાતી શક્ય નથી. સામસામી "કટ્ટર" પાંખો ન ધરાવતી એક જ પાર્ટીની અંદર તકવાદ તો "વાજબી છાયા" હોવાનો પુરાણો સિદ્ધાંત હવે કામદારો જોડેના પ્રચંડ કપટમાં અને કામદાર વર્ગીય આંદોલનને રોકતા પ્રચંડ અવરોધમાં પલટાઈ ગયો છે. કામદાર સમુદાયોની અંદર તત્કાળ ઘૃણાની લાગણી પેદા કરતો ઉઘાડો તકવાદ મધ્યમપંથના આ સિદ્ધાંત જેટલો ખોફનાક તથા હાનિકારક નથી, કારણ કે આ સિદ્ધાંતમાં તો તકવાદી કામગીરીને વાજબી ઠરાવવા માટે માર્ક્સવાદી સંકેતશબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે, વાક્છલની હારમાળા વડે એમ સાબિત કરવાની કોશિશ કરવામાં આવે છે કે ક્રાંતિકારી કદમની વેળા હજુ પાકી નથી, વગેરે. આ સિદ્ધાંતના ખૂબ જાણીતા પ્રવક્તા તેમ જ બીજી ઈન્ટરનેશનલના મુખ્ય પ્રમાણપુરુષ કાઉત્સ્કીએ પોતાને પાવરધા દંભી તરીકે અને માર્ક્સવાદના

અનાચારી દુરુપયોગની કલાના પાકા ઉસ્તાદ તરીકે પ્રદર્શિત કરી દીધો છે. દસ લાખ સભ્યો ધરાવતી જર્મન પાર્ટીના જરા પણ પ્રમાણિક, વર્ગજાગ્રત, તથા ક્રાંતિકારી હોય એવા તમામ સભ્યો, સુદેકુમો તથા શાઇદેમાનોનું સમર્થન ધરાવતા એવા પ્રકારના "પ્રમાણપુરુષ"થી, રોષે ભરાઈને અળગા થઈ ગયા છે.

તકવાદના ધોધને લીધે અને લશ્કરી કાનૂન તથા યુદ્ધ સંબંધી સેન્સરશિપના દબાણના પરિણામે સર્વહારા સમુદાયો—ઘણું કરીને જેના માજી આગેવાનોમાંથી લગભગ નવ દસાંશ મૂડીદાર વર્ગના પક્ષે ચાલ્યા ગયા છે—વિખવાદ તથા લાચારીની દશામાં પડી ગયા છે. પરંતુ વિસ્તાર તથા વિકાસ પામી રહેલી વસ્તુગત યુદ્ધસર્જિત ક્રાંતિકારી પરિસ્થિતિ અનિવાર્ય રૂપે ક્રાંતિકારી લાગણીઓ પેદા કરી રહી છે, બધા ઉત્તમ તથા અધિકતમ વર્ગજાગ્રત સર્વહારાઓને પોલાદી તથા સુજાણ બનાવી રહી છે. રશિયામાં ૧૯૦૫ના આરંભમાં "ગાપોનકૂચ"[50]ના સંબંધમાં લોકસમુદાયોના મિજાજમાં જેવું પરિવર્તન આવ્યું હતું અને કેટલાક મહિનાઓ દરમિયાન તથા ક્યારેક તો કેટલાંક અઠવાડિયાં દરમિયાન પછાત સર્વહારા સમુદાયોમાંથી લાખોનું સૈન્ય ખડું થઈને સર્વહારા વર્ગની મોખરાની હરોળને પગલે પગલે કૂચ કરવા લાગ્યું હતું, એવું જ એકાએક પરિવર્તન શક્ય છે એટલું જ નહિ પરંતુ વધારે ને વધારે સંભવિત બનતું જાય છે. આપણાથી કહી ન શકાય કે જોરદાર ક્રાંતિકારી આંદોલનનો વિકાસ **આ** યુદ્ધ પછી તરત જ થશે કે યુદ્ધ દરમિયાન જ થશે, વગેરે; પરંતુ ગમે તેવા સંજોગોમાં **કેવળ** એ દિશાનું કાર્ય જ સમાજવાદી કાર્યના નામને પાત્ર છે. આંતરવિગ્રહનું સૂત્ર જ એ કાર્યનું તારણ તથા સંચાલન કરે છે, અને સર્વહારા વર્ગના તેની પોતાની સરકાર તથા તેના પોતાના મૂડીદાર વર્ગ સામેના ક્રાંતિકારી સંઘર્ષમાં સહાયક બનવાની મંછા ધરાવનારાઓને એકતા તથા ઐક્ય સાધવામાં મદદ કરે છે.

રશિયામાં ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદી સર્વહારા તત્ત્વો અને નિમ્નમૂડીવાદી તકવાદી તત્ત્વો વચ્ચે સંપૂર્ણ વિચ્છેદની તૈયારી કામદાર વર્ગીય આંદોલનના સમગ્ર ઇતિહાસે કરી છે. જે લોકો એ ઇતિહાસને અવગણે છે અને રશિયામાં તકવાદના વિવિધ પ્રકારોની સામે ઘણાં વરસોના સંઘર્ષ દરમિયાન વિકાસ પામેલી સર્વહારા પાર્ટીની રચનાની ખરી પ્રક્રિયાને સમજવાની શક્તિ "જથબંધી" વિરુદ્ધ ઘાંટા પાડીને ખોઈ બેસે છે, તેઓ એ આંદોલનને વધારેમાં વધારે હાનિ પહોંચાડે છે. વર્તમાન યુદ્ધમાં સંડોવાયેલી બધી "મહા"-સત્તાઓમાંથી કેવળ એક રશિયા જ છે કે જેણે તાજેતરમાં ક્રાંતિ અનુભવી છે. સર્વહારા વર્ગે એ ક્રાંતિમાં નિર્ણાયક ભૂમિકા ભજવી હોવા છતાં ક્રાંતિનું મૂડીવાદી અંતસ્તત્ત્વ

કામદાર વર્ગીય આંદોલનની અંદર મૂડીવાદી તથા સર્વહારા વહેણો વચ્ચે ફૂટ પાડયા વગર રહી શકે જ નહિ. વ્યાપક કામદાર વર્ગીય આંદોલન જોડે સંકળાયેલા સંગઠન તરીકે (૧૮૮૩-૯૪ દરમિયાન હતું તેમ કેવળ વૈચારિક વહેણ તરીકે નહિ) રશિયન સામાજિક-લોકશાહીવાદના અસ્તિત્વનાં લગભગ વીશ વરસો (૧૮૯૪-૧૯૧૪) દરમિયાન સર્વહારા-ક્રાંતિકારી વહેણો અને નિમ્નમૂડીવાદી તકવાદી વહેણો વચ્ચે સંઘર્ષ ચાલતો રહ્યો છે. ૧૮૯૪-૧૯૦૨નો "અર્થવાદ"[51] નિસ્સંદેહ બીજા પ્રકારનું વહેણ અંકિત કરતો હતો. તેની કેટલીય દલીલો તથા વૈચારિક વિશિષ્ટતાઓ — માર્ક્સવાદની "સ્ત્રૂવેવાદી" વિકૃતિ, તકવાદને ઉચિત ઠરાવવાના ઉદ્દેશે "લોકસમુદાયો"ના ઉલ્લેખો, અને એવી જ બીજી બાબતો — કાઉત્સ્કી, કુનોવ, પ્લેખાનોવ, વગેરેના હાલના ભ્રષ્ટ માર્ક્સવાદની જોડે સચોટ સામ્ય ધરાવે છે. સામાજિક-લોકશાહીવાદીઓની વર્તમાન પેઢીને આજના કાઉત્સ્કીની સદૃશતા તરીકે પુરાણાં 'રાબોચાયા મીસ્લ'[52] તથા 'રાબોચેયે દેલો'[53] યાદ કરાવવામાં આવે તો તે મોટા અહેસાનનું કામ ગણાય.

ત્યાર પછીના સમયનો (૧૯૦૩-૦૮) "મેન્શેવિઝમ" વૈચારિક તેમ જ સંગઠનાત્મક બન્ને દૃષ્ટિએ "અર્થવાદ"નો સીધો વારસદાર હતો. રશિયન ક્રાંતિ દરમિયાન તેણે અપનાવેલી કાર્યનીતિ વાસ્તવમાં સર્વહારા વર્ગને ઉદારવાદી મૂડીદાર વર્ગની આધીનતામાં ધકેલી દેતી હતી અને નિમ્નમૂડીવાદી તકવાદી વહેણોને વ્યક્ત કરતી હતી. ત્યાર પછીના ગાળામાં (૧૯૦૮-૧૪) મેન્શેવિઝમના મુખ્ય પ્રવાહમાંથી વિસર્જનવાદ પેદા થયો ત્યારે એ વહેણનો વર્ગીય મર્મ એટલો સ્પષ્ટ થઈ ગયો કે મેન્શેવિઝમના ઉત્તમ પ્રતિનિધિઓ 'નાશા ઝાર્યા' જૂથની નીતિનો સતત વિરોધ કરતા હતા. અને એ જ જૂથ — જેણે ગત પાંચ કે છ વરસો દરમિયાન લોકસમુદાયોની અંદર કામદાર વર્ગની ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીના **વિરોધમાં** પદ્ધતિસર કાર્ય ચલાવ્યું છે એવું એકમાત્ર જૂથ — ૧૯૧૪-૧૫ના યુદ્ધ દરમિયાન **સામાજિક-અંધરાષ્ટ્રવાદી** સાબિત થઈ ગયું છે! અને તે પણ એવા દેશમાં કે જ્યાં આપખુદશાહી હજુ કાયમ છે, મૂડીવાદી ક્રાંતિની પરિસમાપ્તિને હજી ઘણી વાર છે, અને તેંતાળીસ ટકા વસતિ બિનરશિયન રાષ્ટ્રોની બનેલી બહુસંખ્યાનું પીડન કરે છે. જેમાં નિમ્નમૂડીવાદી વર્ગનો અમુક સ્તર, ખાસ કરીને બુદ્ધિજીવીઓ તથા કામદાર-અમીરોનો એક નહિવત હિસ્સો, તેના "પોતાના" રાષ્ટ્રના "મહા-સત્તા" તરીકેના વિશેષાધિકારોમાં "ભાગ મેળવી" શકે એવા "યુરોપિયન" પ્રકારના વિકાસનું પ્રતિરૂપ રશિયામાં **ન** હોય એમ બને જ નહિ.

રશિયાના કામદાર વર્ગ તથા કામદારોની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના ઇતિહાસે બેઉને “આંતરરાષ્ટ્રીય” કાર્યનીતિ માટે, અર્થાત્ ખરેખરી ક્રાંતિકારી અને સુસંગત ક્રાંતિકારી કાર્યનીતિ માટે, તૈયાર કરી દીધાં છે.

---

**તા. ક.** આ લેખનાં બીબાં ગોઠવાઈ ચૂક્યાં હતાં ત્યારે અખબારોમાં કાઉત્સ્કી, હાઅઝે, અને બર્નસ્ટાઇનનું એક સંયુક્ત જાહેરનામું પ્રસિદ્ધ થયું છે. તેઓ લોકસમુદાયોનો ઝોક ઉદ્દામપંથ તરફ જોઈને હવે ઉદ્દામ પાંખ જોડે “સુલેહ કરવા” તત્પર થઈ ગયા છે— બેશક, સુદેકુમોની જોડે “સુલેહ” જાળવી રાખવાના મૂલ્યે. ખરેખર, આનું નામ જ વેશ્યાગીરી!

૧૯૧૫ના મેના ઉત્તરાર્ધમાં અને
જૂનના પૂર્વાર્ધમાં લિખિત
૧૯૧૫ના સપ્ટેંબરમાં જિનિવામાં
સામયિક «*Kommunist*»ના અંક
૧-૨માં પ્રકાશિત

હસ્તાક્ષર: એન. લેનિન

## ટિપ્પણીઓ

[1] **આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરો**—બીજી ઇન્ટરનૅશનલનું કારોબારી ઘટક. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીના પ્રતિનિધિ તરીકે લેનિન ૧૯૦૫થી તેના સભ્ય હતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરો સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું.—પૃ. ૫

[2] **'બુંદ'**—'લિથુઆનિયા, પોલૅંડ અને રશિયાના યહૂદી કામદારોનો સામાન્ય સંઘ' ૧૮૯૭માં સ્થપાયો હતો. તેમાં મુખ્યત્વે રશિયાના પશ્ચિમ પ્રદેશોના અર્ધસર્વહારાઓનું સંગઠન થયું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન બુંદવાદીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું.
**'વિદેશોમાં બુંદ સંગઠનની માહિતી પત્રિકા'** જિનિવામાં ૧૯૧૧ના જૂનથી ૧૯૧૬ના જૂન સુધી પ્રકાશિત થઈ હતી. તેના બધા મળીને અગિયાર અંક છપાયા હતા.—પૃ. ૫

[3] **સ્ટુટગાર્ટની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કૉંગ્રેસ** (બીજી ઇન્ટરનૅશનલની સાતમી કૉંગ્રેસ) ૧૯૦૭ના ઑગસ્ટની ૧૮થી ૨૪ તારીખ સુધી ભરાઈ. કૉંગ્રેસે એક જાહેરનામું અપનાવ્યું જેમાં એમ જાહેર કરવામાં આવ્યું કે "યુદ્ધ ફાટી નીકળે તો તેનો ઝડપી અંત આણવા માટે સમાજવાદીઓએ પ્રવૃત્ત થવું જોઈએ અને યુદ્ધે સર્જેલી આર્થિક તથા રાજકીય કટોકટીનો ઉપયોગ જનતાને જાગ્રત કરવા માટે કરીને મૂડીવાદી વર્ચસ્વના પતનને વેગીલું બનાવવું જ જોઈએ."

**બાઝેલ કૉંગ્રેસ**—બાલ્કન યુદ્ધનો અને વિશ્વયુદ્ધની તૈયારીઓનો વિરોધ કરવા માટે એક અસાધારણ આંતરરાષ્ટ્રીય સમાજવાદી કૉંગ્રેસ ૧૯૧૨ના નવેંબરમાં બાઝેલમાં ભરવામાં આવી. કૉંગ્રેસે એક જાહેરનામું અપનાવ્યું.

જાહેરનામાએ યુદ્ધનાં ધાડપાડુ ધ્યેયોની નોંધ લીધી અને બધા દેશોના સમાજવાદીઓને યુદ્ધ વિરુદ્ધ મક્કમ સંઘર્ષ જગાવવાની હાકલ કરી. ૧૯૦૭માં ભરવામાં આવેલી બીજી ઇન્ટરનેશનલની સ્ટુટગાર્ટ કોંગ્રેસના ઠરાવના મુદ્દાઓનું બાઝેલ જાહેરનામાએ પુનરાવર્તન કર્યું. વ્લા.ઇ. લેનિને રજૂ કરેલા એ ઠરાવમાં જણાવવામાં આવ્યું હતું કે સામ્રાજ્યવાદી યુદ્ધ ફાટી નીકળે તો યુદ્ધે ઉત્પન્ન કરેલી રાજકીય કટોકટીનો ઉપયોગ સમાજવાદીઓએ સમાજવાદી ક્રાંતિની તૈયારી માટે કરવો જોઈએ, અને એ રીતે મૂડીવાદના વર્ચસ્વનો અંત નજીક આણવો જોઈએ. — પૃ. ૫

[4] આ નિર્દેશ જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ખેમનીત્ઝ કોંગ્રેસમાં અપનાવવામાં આવેલા ઠરાવ પ્રત્યે છે. સામ્રાજ્યવાદ અને તેના પ્રત્યે સમાજવાદીઓના વલણ અંગેનો એ ઠરાવ ૧૯૧૨ના સપ્ટેંબરની ૨૦મી તારીખે અપનાવવામાં આવ્યો હતો અને તેમાં સામ્રાજ્યવાદી રાજકારણને વખોડી કાઢવામાં આવ્યું હતું તથા શાંતિ માટેના સંઘર્ષના મહત્ત્વ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. — પૃ. ૭

[5] **'નાશે સ્લોવો'** (અમારો બોલ) — ૧૯૧૫ના જાન્યુઆરીથી ૧૯૧૬ના સપ્ટેંબર સુધી પેરિસમાં પ્રકાશિત મેન્શેવિક અખબાર. — પૃ. ૭

[6] **વિસર્જનવાદીઓ** — ૧૯૦૫-૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી મેન્શેવિકો (રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું તકવાદી જૂથ)ની અંદર ઉદ્ભવ પામેલી પ્રવૃત્તિના સમર્થકો. તેમણે ગેરકાનૂની રીતે કામ કરતી ક્રાંતિકારી કામદાર પાર્ટીને ખતમ કરી નાખવાની માગણી કરી. તેમણે કામદારોને ઝારશાહીની વિરુદ્ધની પોતાની ક્રાંતિકારી લડત બંધ કરી દેવા સમજાવ્યા. તેની સાથે સાથે તેમણે કામદાર વર્ગની સક્રિય પાર્ટીની જગ્યાએ એવી તકવાદી કાનૂની પાર્ટી સ્થાપવાની કોશિશ કરી કે જે ઝારશાહીની માન્યતા ધરાવતા કાર્યક્રમ મુજબ કામ કરે. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના ૧૯૧૨ના જાન્યુઆરીમાં ભરાયેલા પ્રાગ સંમેલનમાં તેમને પાર્ટીની બહાર હાંકી કાઢવામાં આવ્યા. — પૃ. ૯

[7] *«Die Internationale»* — રોઝા લુક્ઝેમ્બુર્ગ અને ફ્રાંઝ મેહરિંગે શરૂ કરેલું સામયિક. તેનો પહેલો અંક ૧૯૧૫ના એપ્રિલમાં પ્રકાશિત થયો હતો. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ પછી તેનું પ્રકાશન ફરી ચાલુ કરવામાં આવ્યું હતું. — પૃ. ૯

[8] **સંપેલી સત્તાઓ** અથવા **સમહિત જૂથ** — જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, અને ઇટાલીના તેખડાની એકસંપીનો વિરોધ કરવા માટે ૧૯૦૭માં રચવામાં આવેલું બ્રિટન, ફ્રાંસ, તથા ઝારશાહી રશિયાનું સામ્રાજ્યવાદી જૂથ. — પૃ. ૯

[9] **સ્રૂવેવાદ** — માર્ક્સવાદનું ઉદારમતવાદી-મૂડીવાદી વહેણ. તેનું નામ રશિયામાં "કાનૂની માર્ક્સવાદ"ના મુખ્ય નેતા સ્રૂવે જોડે સંબદ્ધ છે. (સ્રૂવેવાદની છણાવટ માટે જુઓ આ પુસ્તિકાનાં પૃ. ૨૩) — પૃ. ૧૨

[10] «*Die Neue Zeit*» (નવયુગ) — જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું સૈદ્ધાંતિક સામયિક. એ સામયિક ૧૮૮૩થી ૧૯૨૩ સુધી સ્ટુટગાર્ટથી પ્રકાશિત થતું રહ્યું હતું. — પૃ. ૧૪

[11] સુદેકુમ, આલ્બર્ટ (૧૮૭૧ — ૧૯૪૪) જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનનો એક તકવાદી આગેવાન, સુધારણાવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે તદ્દન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. તેનું નામ ઘોર તકવાદ અને સામાજિક-અંધરાષ્ટ્રવાદનું પ્રતીક બની ગયું હતું. — પૃ. ૧૪

[12] «*Sotsial-Demokrat*» — ૧૯૦૮ના ફેબ્રુઆરીથી ૧૯૧૭ના જાન્યુઆરી સુધી પ્રકાશિત થતું રહેલું એક ગેરકાયદે અખબાર, રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું મુખપત્ર. તેનો પ્રથમ અંક રશિયામાં પ્રકાશિત કરવાની કોશિશ કેટલીય વાર કરવામાં આવી પરંતુ તેમાં સફળતા ન મળવાથી તેનું પ્રકાશન દેશની બહારથી (પેરિસ, જિનિવા) કરવામાં આવ્યું. બધા મળીને તેના ૫૮ અંકો પ્રકાશિત થયા હતા. ૧૯૧૧માં 'સોત્સિઆલ-દેમોક્રાત'ના સંપાદનની જવાબદારી લેનિને સંભાળી લીધી. તેમણે એ અખબારમાં ૮૦થી વધારે લેખો લખ્યા. — પૃ. ૧૫

[13] '**ગોલોસ**' (અવાજ) — ૧૯૧૪ના સપ્ટેંબરથી ૧૯૧૫ના જાન્યુઆરી સુધી પેરિસમાં પ્રકાશિત મેન્શેવિક દૈનિક. — પૃ. ૧૭

[14] **સંપેલું તેખડું** — ૧૮૭૯ અને ૧૮૮૨ દરમિયાનના ગાળામાં રચવામાં આવેલું જર્મની, ઑસ્ટ્રો-હંગેરી, અને ઇટાલીનું સામ્રાજ્યવાદી જૂથ. — પૃ. ૧૯

[15] «*Zhizn*» ('જીવન') — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનું અખબાર. તે ૧૯૧૫ના માર્ચથી ૧૯૧૬ના જાન્યુઆરી સુધી પહેલાં પેરિસ અને પછી જિનિવામાં પ્રકાશિત થતું રહ્યું હતું. — પૃ. ૨૧

[16] «*Economist*»—૧૮૪૩થી લંડનમાં પ્રકાશિત થયેલું આર્થિક અને રાજનીતિક સવાલો સંબંધી એક અંગ્રેજી સામયિક. એ મોટા ઔદ્યોગિક મૂડીવાદીઓનું મુખપત્ર હતું. — પૃ. ૨૯

[17] **મફલરધારી માણસ** — બધી નવી રીતો કે પહેલકદમીથી ડરતા સંકુચિત માનસના કૂપમંડૂકનું પ્રકારસૂચન કરતી અન્તોન ચેખોવની એ જ નામની નવલિકાનું મુખ્ય પાત્ર. — પૃ. ૩૦

[18] આ અવતરણ ગેટેની કૃતિમાંથી ટાંકવામાં આવ્યું છે. — પૃ. ૩૪

[19] આ નિર્દેશ રાજ્ય દૂમાની સ્થાપના અંગે ઝારના જાહેરનામા પ્રત્યે તેમ જ દૂમાની ચૂંટણીના નિયમો પ્રત્યે છે. એ બન્નેનું પ્રકાશન ૧૯૦૫ના ઑગસ્ટની છઠ્ઠી (૧૯મી) તારીખે થયું હતું. એ દમાને ચૂંટણી કાનૂન ઘડનારા ગૃહપ્રધાન એ. જી. બુલીગિનનું નામ આપવામાં આવ્યું હતું.

એ કાનૂન મુજબ, મોટા ભાગની વસતિને મતાધિકાર આપવામાં જ નહોતો આવ્યો, અને દૂમાનું આયોજન કેવળ સલાહકાર સંસ્થા તરીકે જ કરવામાં આવ્યું હતું. એ દૂમાનું અધિવેશન કદી ભરાયું જ નહિ, તે ક્રાંતિના વધતા જતા જુવાળમાં ડૂબી ગઈ. — પૃ. ૩૬

[20] **સર્વ-સ્લાવવાદ** — એક પ્રત્યાઘાતી રાજકીય વહેણ. તેના કાર્યક્રમમાં ઝારશાહી રશિયાની આગેવાની હેઠળ સ્લાવ દેશોના એકીકરણની ધારણા કરવામાં આવી હતી. તેનાં લક્ષ્યો સિદ્ધ કરવાની બાબતમાં તુર્કી તથા ઑસ્ટ્રિયા-હંગેરીની ધૂંસરી ફગાવી દેવા સારુ લડતી સ્લાવ પ્રજાઓના મુક્તિસંઘર્ષનો ઉપયોગ કરવાની ગણતરી રાખવામાં આવી હતી. — પૃ. ૩૭

[21] આ નિર્દેશ ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૨૭મી અને માર્ચની ૪થી તારીખ દરમિયાન બેર્ન ખાતે ભરવામાં આવેલા રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનાં વિદેશવાસી જૂથોના સંમેલન પ્રત્યે છે. એ સંમેલન લેનિનની પહેલકદમીના આધારે ભરવામાં આવ્યું હતું અને તેણે સામાન્ય બોલ્શેવિક પાર્ટી સંમેલનની કામગીરી બજાવી હતી કારણ કે યુદ્ધના સમય દરમિયાન અખિલ રશિયન સંમેલન ભરવાનું અશક્ય હતું. સંમેલનમાં બોલ્શેવિક પાર્ટીના પેરિસ, ઝુરિક, બેર્ન, તથા લાઉસાન્ને વિભાગોના પ્રતિનિધિઓએ તેમ જ 'બાઉગી' જૂથના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. લેનિને કેંદ્રીય સમિતિ તેમ જ કેંદ્રીય મુખપત્ર ('સોત્સિઆલ-દેમોક્રાત')નું પ્રતિનિધિત્વ કર્યું હતું. તેમણે સંમેલનનું

સંચાલન કર્યું હતું અને કાર્યસૂચિના મુખ્ય વિષય "યુદ્ધ અને પાર્ટીનાં કર્તવ્યો" અંગે પ્રવચન કર્યું હતું. સંમેલનમાં અપનાવવામાં આવેલા યુદ્ધ સંબંધી ઠરાવો લેનિને ઘડયા હતા. — પૃ. ૩૯

[22] **જોરેસપંથીઓ** — માર્ક્સવાદનાં મુખ્ય વિધાનોમાં સુધારણા કરનારા અને સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગ વચ્ચે વર્ગ-સહકારનો ઉપદેશ કરનારા ફ્રેંચ સમાજવાદી જાં જોરેસના અનુયાયીઓ. તેમણે ૧૯૦૨માં રચેલી ફ્રેંચ સમાજવાદી પાર્ટીની નીતિ સુધારણાવાદી હતી. ૧૯૦૫માં એ પાર્ટી અને જૂલ ગેદની આગેવાની ધરાવતી ફ્રાંસની સમાજવાદી પાર્ટી વચ્ચે એકતા સાધવામાં આવી અને તેના પરિણામે ફ્રેંચ સમાજવાદી પાર્ટીની સ્થાપના થઈ. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન (૧૯૧૪-૧૯૧૮) જોરેસવાદીઓએ સામ્રાજ્યવાદી યુદ્ધને ટેકો આપ્યો અને સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું. — પૃ. ૪૩

[23] **મેન્શેવિકો** — રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર તકવાદી વહેણના અનુયાયીઓ. ર. સો. ડે. લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કોંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન બીજી ઈન્ટરનેશનલની બધી તકવાદી પાર્ટીઓની જેમ જ મેન્શેવિકો પણ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ હતા. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના વિજય પછી મેન્શેવિકો મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા, એ સરકારની સામ્રાજ્યવાદ નીતિનું તેમણે સમર્થન કર્યું અને સમાજવાદી ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા. સમાજવાદી ક્રાંતિના વિજય પછી મેન્શેવિકોએ સોવિયેત જનતાની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગ તથા જમીનદારોના હથિયારબંધ સંઘર્ષમાં ભાગ લીધો. — પૃ. ૪૩

[24] *«Le socialisme»* — ૧૯૦૧થી ૧૯૧૪ના જૂન સુધી પેરિસમાં પ્રકાશિત થયું હતું. તેનો તંત્રી તથા પ્રકાશક ફ્રેંચ સમાજવાદી જૂલ ગેદ હતો. — પૃ. ૪૩

[25] **ગેદપંથી વહેણ** — ફ્રેંચ સમાજવાદી આંદોલનમાં સદીપલટાના સમયે જૂલ ગેદની આગેવાની ધરાવતું ક્રાંતિકારી માર્ક્સવાદી વહેણ. ૧૯૦૧માં ક્રાંતિકારી સંઘર્ષના

સમર્થકોએ જૂલ ગેદની આગેવાની હેઠળ ફ્રાંસની સમાજવાદી પાર્ટીની રચના કરી હતી. ૧૯૦૫માં ગેદપંથીઓ સુધારાવાદી ફ્રેંચ સમાજવાદી પાર્ટીમાં ભળી ગયા અને તેમણે એ પાર્ટીમાં મધ્યમપંથી સ્થાનો લીધાં. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનું સમર્થન કર્યું અને જૂલ ગેદ ફ્રાંસની સામ્રાજ્યવાદી સરકારમાં જોડાઈ ગયો. — પૃ. ૪૩

[26] **બર્નસ્ટાઈનવાદ** — જર્મન અને આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં એક માર્ક્સવાદવિરોધી પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં અસ્તિત્વમાં આવી હતી અને તેનું નામ જર્મન સામાજિક-લોકશાહીવાદી એડવર્ડ બર્નસ્ટાઈન જોડે સંબદ્ધ હતું. — પૃ. ૪૩

[27] **મિલેરાંવાદ** — એ તકવાદી પ્રવૃત્તિ ફ્રાંસના સમાજવાદી-સુધારાવાદી મિલેરાંના નામે પ્રસિદ્ધિ પામી. ૧૮૯૯માં ફ્રાંસની પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારમાં મિલેરાં સામેલ થઈ ગયો અને એ સરકારની લોકવિરોધી નીતિનું તેણે સમર્થન કર્યું.
૧૯૦૦માં બીજી ઈન્ટરનેશનલની પેરિસ કૉંગ્રેસમાં એ સવાલ અંગે ચર્ચા કરવામાં આવી હતી. તેમાં અપનાવવામાં આવેલા તડજોડિયા ઠરાવમાં મૂડીવાદી સરકારોની અંદર સમાજવાદીઓની સામેલગીરીને વખોડી કાઢવામાં આવી હતી. પરંતુ "અસાધારણ" સંજોગોમાં તેને ઉચિત ગણાવવામાં આવી હતી ફ્રેંચ સમાજવાદીઓએ એવી જોગવાઈનો ઉપયોગ યુદ્ધ દરમિયાન સામ્રાજ્યવાદી સરકારમાં પોતાની સામેલગીરીને દોષરહિત ઠરાવવા માટે કર્યો. — પૃ. ૪૩

[28] *«Vorwärts»* — ૧૮૯૧થી ૧૯૩૩ સુધી બર્લિનમાં પ્રકાશિત થયેલું જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું મુખપત્ર. — પૃ. ૪૫

[29] લેનિનનો નિર્દેશ સાર્ટોરિયસ ફોન વાલ્ટેરસહાઉઝેનની કૃતિ *«Das Volkswirtschaftliche System der Kapitalanlage im Auslande»* ('વિદેશોમાં મૂડીનાં રોકાણોની આર્થિક પદ્ધતિ'), બર્લિન, ૧૯૦૭, પ્રત્યે છે. — પૃ. ૪૮

[30] લેનિનનો નિર્દેશ રુડોર્ફેરની (Riezler, Kurt) કૃતિ *«Grundzüge der Weltpolitik in der Gegenwart»* ('વર્તમાન યુગમાં વિશ્વ રાજકારણનાં મૂળતત્ત્વો'), બર્લિન, ૧૯૧૩, પ્રત્યે છે. — પૃ. ૪૮

[31] *«Sozialistische Monatshefte»* ('સમાજવાદી માસિક') — જર્મન તકવાદીઓનું મુખ્ય મુખપત્ર અને આંતરરાષ્ટ્રીય સુધારણાવાદનાં મુખપત્રોમાંનું

એક. બર્લિનમાં ૧૮૯૭થી ૧૯૩૩ સુધી પ્રકાશિત. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેનાં ધોરણો સામાજિક-અંધરાષ્ટ્રવાદી રહ્યાં હતાં. — પૃ. ૫૦

[32] **બ્રિટિશ સમાજવાદી પાર્ટીની** સ્થાપના ૧૯૧૧માં સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજાં સમાજવાદી જૂથોના એકીકરણના પરિણામે માંચેસ્ટરમાં થઈ હતી. બ્રિટિશ સમાજવાદી પાર્ટી માર્ક્સવાદી આંદોલન ચલાવતી હતી અને "તકવાદી નહોતી તથા... લિબરલોથી **ખરેખર** સ્વતંત્ર હતી" (વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ, પાંચમી આવૃત્તિ, ગ્રંથ ૨૩, પૃષ્ઠ ૩૪૪), પરંતુ તેની નાનકડી સભ્યસંખ્યા અને લોકસમુદાયો જોડે નબળા સંપર્કોને કારણે તેનું સ્વરૂપ અમુક અંશે સંકુચિત હતું.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પાર્ટીની અંદર આંતરરાષ્ટ્રવાદી પાંખ (વિલિયમ ગેલેહર, આલ્બર્ટ ઈન્કપિન, જૉન મેકલીન, થિયોડોર રોથસ્ટીન, તથા અન્ય) અને હાઈન્ડમેનની આગેવાની ધરાવતી સામાજિક-અંધરાષ્ટ્રવાદી પાંખ વચ્ચે આકરો સંઘર્ષ પેદા થયો. કેટલાક બિનમક્કમ આંતરરાષ્ટ્રવાદીઓએ સંખ્યાબંધ સવાલો અંગે મધ્યમપંથી ધોરણ અખત્યાર કર્યું. બ્રિટિશ સમાજવાદી પાર્ટીના આગેવાનોના એક જૂથે ૧૯૧૬ના ફેબ્રુઆરીમાં શરૂ કરેલા «*The Call*» ('હાકલ') નામના પ્રકાશને આંતરરાષ્ટ્રવાદીઓના એકત્રીકરણમાં મહત્ત્વની ભૂમિકા ભજવી. ૧૯૧૬ના એપ્રિલમાં સાલ્ફોર્ડ ખાતે ભરવામાં આવેલા બ્રિટિશ સમાજવાદી પાર્ટીના વાર્ષિક સંમેલનમાં હાઈન્ડમેન તથા તેના સમર્થકોના સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણને લાંછિત કરવામાં આવ્યું અને તેઓ પાર્ટીની બહાર નીકળી ગયા. બ્રિટિશ સમાજવાદી પાર્ટી અને સામ્યવાદી એકતા જૂથે મળીને ગ્રેટ બ્રિટનની કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરી. ૧૯૨૦માં ભરવામાં આવેલી પ્રથમ એકતા કોંગ્રેસમાં બ્રિટિશ સમાજવાદી પાર્ટીનાં સ્થાનિક સંગઠનોની પ્રચંડ બહુસંખ્યા કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગઈ. — પૃ. ૫૦

[33] **લેબર પાર્ટીની** સ્થાપના ૧૯૦૦માં કામદાર મંડળો અને સમાજવાદી સંગઠનો તથા જૂથોની એકતા સાધીને કરવામાં આવી હતી. તેમાં ઉદ્દેશ કામદારોના પ્રતિનિધિઓને પાર્લમેન્ટમાં મોકલવાનો હતો. તે શરૂઆતમાં 'કામદારોની પ્રતિનિધિત્વ સમિતિ' તરીકે ઓળખાતી હતી. ૧૯૦૬માં સમિતિને નવું નામ આપીને લેબર પાર્ટી તરીકે ઘોષિત કરવામાં આવી. લેબર પાર્ટી આરંભમાં તો સંઘટનની દૃષ્ટિએ કામદારોની પાર્ટી હતી, પરંતુ આગળ જતાં

તેમાં સંખ્યાબંધ નિમ્નમૂડીવાદી તત્ત્વો સામેલ થઈ ગયાં અને તે કાર્યનીતિ તથા વિચારસરણીની દૃષ્ટિએ તકવદી બની ગઈ. તેના આરંભના સમયથી જ તેના આગેવાનોએ મૂડીદાર વર્ગ જોડે વર્ગ-સહયોગની નીતિ અપનાવી હતી અને પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેઓ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ રહ્યા હતા. — પૃ. ૫૦

[34] **ફેબિયનો** — ૧૮૮૪માં સ્થપાયેલી સુધારાવાદી ફેબિયન સોસાયટીના સભ્યો. સોસાયટીનું નામ રોમન જનરલ ફેબિયસ કન્ક્ટેટર (વિલંબકર્તા) ઉપરથી પાડવામાં આવેલું. તે પોતાની વિલંબકારી તરકીબો અને હાન્નિબાલ સાથેની નિર્ણાયક ઝપાઝપીને ટાળવાની ઉત્સુકતા બદલ જાણીતો હતો. ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશઃ સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયનવાદનું લેનિને "અત્યંત તકવાદી વહેણ" તરીકે વર્ણન કર્યું છે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ. ફેબિયન સમાજવાદ હજ પણ વર્તમાન સમયની લેબર પાર્ટીના સૈદ્ધાંતિક સ્રોતોમાંના એકનું સ્થાન ધરાવે છે.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ફેબિયનોએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું. — પૃ. ૫૦

[35] સ્વતંત્ર લેબર પાર્ટી — એક સુધારાવાદી સંગઠન. તેનું આયોજન ૧૮૯૩માં બ્રિટનમાં "નવાં ટ્રેડ-યુનિયનો"ના નેતાઓએ કર્યું હતું. એ વખતે હડતાલના સંઘર્ષો અને મૂડીવાદી પાર્ટીઓથી સ્વતંત્ર થઈ જવા માટેનાં અંગ્રેજી કામદાર વર્ગનાં આંદોલનો જોરદાર બની રહ્યાં હતાં. પાર્ટીનો નેતા કીર હાર્ડી હતો.

સ્વતંત્ર લેબર પાર્ટીએ શરૂઆતથી જ મૂડીવાદી-સુધારાવાદી વલણ અપનાવ્યું અને પોતાનું મુખ્ય ધ્યાન પાર્લમેન્ટરી રીતો ઉપર તથા ઉદારવાદી પાર્ટીની જોડે પાર્લમેન્ટરી સમજૂતીઓ ઉપર કેંદ્રિત કર્યું.

પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યાર પછી ઇન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટીએ યુદ્ધની વિરુદ્ધ જાહેરનામું પ્રસિદ્ધ કરેલું, પરંતુ થોડાક જ વખત બાદ તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અખત્યાર કરી લીધાં. — પૃ. ૫૦

36 '**નાશા ઝાર્યા**' — ૧૯૧૦-૧૯૧૪ દરમિયાન પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહેલું મેન્શેવિકવિસર્જનવાદીઓનું કાનૂની માસિક. તે રશિયના વિસર્જનવાદીઓનું કેંદ્ર બની ગયું. — પૃ. ૫૦

37 «*The Daily Herald*» — ૧૯૧૨થી લંડનમાં પ્રકાશિત બ્રિટિશ સમાજવાદી પાર્ટીનું મુખપત્ર. તે ૧૯૨૨માં લેબર પાર્ટીનું મુખપત્ર બની ગયું. — પૃ. ૫૦

38 «*The Daily Citizen*» — લેબર પાર્ટીના તકવાદી જૂથનું, ફેબિયન સોસાયટી તથા ઇન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટીનું, મુખપત્ર. તેનું પ્રકાશન લંડન તથા માંચેસ્ટરમાં ૧૯૧૨થી ૧૯૧૫ સુધી થયું હતું. — પૃ. ૫૦

39 **પ્રાવદાવાદ** — અર્થાત્ બોલ્શેવિઝમ, બોલ્શેવિક અખબાર 'પ્રાવદા' ઉપરથી.

'**પ્રાવદા**' — કાયદેસર બોલ્શેવિક દૈનિક. તેનો પહેલો અંક સેંટ પિટર્સબર્ગમાં ૧૯૧૨ના એપ્રિલની ૨૨મી તારીખે (મેની પાંચમી તારીખે) પ્રકાશિત થયો હતો.

લેનિન તેનું વૈચારિક સંચાલન સંભાળતા, લગભગ દરરોજ તેમાં લખતા, અને તેના સંપાદકોને સલાહ આપતા. તેમના પ્રયાસોના સુફળ રૂપે અખબાર જોશીલી ક્રાંતિકારી ભાવનાથી ચલાવવામાં આવતું હતું.

'પ્રાવદા'નું સંપાદક મંડળ પાર્ટીનું મોટા ભાગનું સંગઠનાત્મક કાર્ય સંભાળતું હતું.

'પ્રાવદા'ને કાયમ પોલીસની કનડગત સહેવી પડતી હતી. ઝારશાહી સરકારે તેને આઠ વાર ગેરકાનૂની જાહેર કર્યું હતું પરંતુ તેનું પ્રકાશન નીતનવા નામે ચાલુ રાખવામાં આવ્યું હતું... પ્રથમ વિશ્વયુદ્ધની પૂર્વવેળાએ, ૧૯૧૪ના જુલાઈની ૮મી (૨૧મી) તારીખે, 'પ્રાવદા'ને દબાવી દેવામાં આવ્યું.

ત્યાર બાદ તેનું પ્રકાશન ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી જ ફરી શરૂ થયું. પ્રકાશનની શરૂઆત રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના કેંદ્રીય મુખપત્ર તરીકે ૧૯૧૭ના માર્ચની પાંચમી (૧૮મી) તારીખે થઈ હતી. ૧૯૧૭ના જુલાઈ-ઑક્ટોબર દરમિયાન કામચલાઉ સરકારની કનડગતને લીધે 'પ્રાવદા'ને ઘણાં નામ બદલાવવા પડયાં હતાં અને તે એક પછી એક 'લિસ્તોક પ્રાવદી', 'પ્રોલેતારી', 'રાબોચી', અને 'રાબોચી પુત' નામે પ્રકાશિત થતું રહ્યું હતું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી, ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૭મી (નવેંબરની ૯મી) તારીખથી તે ફરી વાર પુરાણા નામે પ્રકાશિત થવા લાગ્યું. — પૃ. ૫૧

[40] આ નિર્દેશ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના છઠ્ઠા (પ્રાગ) અખિલ રશિયન સંમેલન પ્રત્યે છે. ૧૯૧૨ના જાન્યુઆરીની પાંચમી અને સત્તરમી (૧૮-૩૦) તારીખ દરમિયાન પ્રાગ ખાતે ભારવામાં આવેલા એ સંમેલને વાસ્તવમાં પાર્ટી કોંગ્રેસની ભૂમિકા ભજવી હતી.

લેનિને કેંદ્રીય પાર્ટી ઘટકનું પ્રતિનિધિત્વ કર્યું હતું અને સંમેલનની કામગીરીનું સંચાલન સંભાળ્યું હતું.

એ સંમેલન બોલ્શેવિક પાર્ટીના, નવા પ્રકારની પાર્ટીના, સંગઠનાત્મક ઘડતરમાં તથા તેની એકતાના વિકાસમાં મહત્ત્વના દિશાસ્તંભ સમું હતું. તેમાં મેન્શેવિકો સામે બોલ્શેવિકોના દીર્ઘકાલીન સંઘર્ષનું તારણ કાઢવામાં આવ્યું અને પાર્ટીમાંથી મેન્શેવિક વિસર્જનવાદીઓની હકાલપટ્ટી વડે બોલ્શેવિકોના વિજયને સંગીન બનાવવામાં આવ્યો. નવા ક્રાંતિકારી જુવાળના સંજોગોમાં પાર્ટીનું રાજકીય ધોરણ તથા કાર્યનીતિ એ સંમેલનમાં ઘડી કાઢવામાં આવ્યાં.

એ સંમેલનનો આંતરરાષ્ટ્રીય પ્રભાવ પણ પડયો હતો. તેણે સંઘર્ષને તકવાદીઓ જોડેના સંબંધોના સંપૂર્ણ સંગઠનાત્મક વિચ્છેદની કક્ષાએ પહોંચાડી દઈને બીજી ઈન્ટરનેશનલના ક્રાંતિકારી હિસ્સા માટે તકવાદીઓ સામેની મક્કમ લડતના ઉદાહરણની કામગીરી બજાવી. — પૃ. ૫૧

[41] **'તેસ્ન્યાકો'** — બલ્ગારિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાંનું ક્રાંતિકારી વહેણ. તેસ્ન્યાકો ૧૯૦૩માં પાર્ટીથી અળગા થઈ ગયા અને તેમણે જુદી સ્વતંત્ર બલ્ગારિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની રચના કરી. તેસ્ન્યાકોએ ૧૯૧૪-૧૮ દરમિયાન સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ કર્યો હતો. તેઓ ૧૯૧૯માં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલમાં જોડાઈ ગયા, અને તેમણે બલ્ગારિયાની કોમ્યુનિસ્ટ પાર્ટીની રચના કરી. — પૃ. ૫૧

[42] *«Volksrecht»* ('જનતાનો અધિકાર') — ૧૮૯૮થી ઝુરિકમાં પ્રકાશિત દૈનિક, સ્વિસ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું મુખપત્ર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમાં ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના લેખો પ્રકાશિત થતા રહ્યા હતા. — પૃ. ૫૧

[43] *«Berner Tagwacht»* (બેર્ન સંત્રી) — બેર્ન ખાતે સ્વિસ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું મુખપત્ર, ૧૮૯૩થી પ્રકાશિત. — પૃ. ૫૧

[44] *«L'Humanité»* — ફ્રેંચ સમાજવાદી પાર્ટીના આગેવાન ઝાં જોરેસે ૧૯૦૪માં સ્થાપેલું સમાજવાદી દૈનિક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે પાર્ટીની મવાળ પાંખના કબજામાં હતું અને સામાજિક-અંધરાષ્ટ્રવાદી નીતિ અનુસરતું હતું. તુર કોંગ્રેસમાં સમાજવાદી પાર્ટીમાં ફૂટ પડી (ડિસેંબર ૧૯૨૦) અને કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ ત્યાર પછી તે કોમ્યુનિસ્ટ પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર બની ગયું. — પૃ. ૫૨

[45] **બ્રસેલ્સ જૂથની** રચના ૧૯૧૪ના જુલાઈની ૧૬-૧૮ તારીખોએ બ્રસેલ્સ ખાતે ભરવામાં આવેલા "એકતા" સંમેલનમાં થઈ હતી. એ સંમેલનનું આયોજન આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોની કાર્યવાહક સમિતિએ રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની અંદર ફરી એકતા સ્થાપવાની શક્યતા અંગે વિચાર વિનિમયના આશયે કર્યું હતું. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની કેંદ્રીય સમિતિ (બોલ્શેવિકો), સંગઠન સમિતિ (મેન્શેવિકો), પ્લેખાનોવનું 'યેદિન્સ્ત્વો' જૂથ, 'વ્પેર્યોદ' જૂથ, બુંદ, લાતવિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટી, લિથુઆનિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટી, પોલેંડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટી, પોલેંડનું સામાજિક-લોકશાહીવાદી વિરોધી દળ, અને પોલેંડની સમાજવાદી પાર્ટી(ઉદ્દામો)ના પ્રતિનિધિઓએ સંમેલનમાં ભાગ લીધો હતો. સંમેલનના સમયથી લાંબા વખત પહેલાં જ આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોના આગેવાનો અને વિસર્જનવાદીઓએ મળીને બોલ્શેવિકોની વિરુદ્ધ સહિયારી કામગીરી અંગે સમજણ કરી લીધી હતી. સંમેલનને કેવળ વિચાર વિનિમય પૂરતું જ મર્યાદિત રાખવાનું હતું અને તેમાં બંધનકારી ઠરાવો પસાર નહોતા કરવાના, એ હકીકત સ્પષ્ટ હોવા છતાં રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની એકતાના સંબંધમાં કાઉત્સ્કીના ઠરાવ અંગે મત લેવામાં આવ્યા. બોલ્શેવિકો તથા લાતવિયાના સામાજિક-લોકશાહીવાદીઓએ મતદાનમાં ભાગ લેવાનો ઈનકાર કર્યો અને ઠરાવ બહુમતીથી પસાર થઈ ગયો. લેનિનની આગેવાની હેઠળ બોલ્શેવિકોએ એ ઠરાવને માન્ય કરવાનો ઈનકાર કર્યો.

બ્રસેલ્સ જથ તેના સભ્યોના તકવાદને છુપાવવાના દંભી પડદા સમાન હતું. તે અલ્પજીવી નીવડયું અને થોડા વખતમાં વેરવિખેર થઈ ગયું. — પૃ. ૫૩

[46] લેનિનનો નિર્દેશ *«Berner Tagwacht»*ના ૧૯૧૫ના મેની ૩૧મી તારીખના ૧૨૩મા અંકમાં *«Ein Kräftiger Mahnruf»* (જોરદાર ચેતવણી) શીર્ષક

હેઠળ પ્રસિદ્ધ થયેલા લીબ્કનેખ્તના જાહેરનામા «*Der Hauptfeind steht im eigenem Land!*» (મુખ્ય દુશ્મન ઘરઆંગણે જ છે!) પ્રત્યે છે. — પૃ. ૫૪

47 «*Preussische Jahrbücher*» (પ્રશિયન યુગરંગ) — રાજકારણ, ઇતિહાસ, તથા સાહિત્યના સવાલોની છણાવટ કરતું જર્મન રૂઢિચુસ્ત માસિક. તે બર્લિનમાં ૧૮૫૮થી ૧૯૩૫ સુધી પ્રકાશિત થતું રહ્યું હતું. — પૃ. ૫૪

48 **સમાજવાદીઓ-વિરોધી અસાધારણ કાનૂનની** રચના બિસ્માર્ક સરકારે કામદાર વર્ગનો અને સમાજવાદી આંદોલનનો સામનો કરવા માટે ૧૮૭૮માં કરી હતી. એ કાનૂને બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તથા કામદાર વર્ગની સંસ્થાઓને તેમ જ કામદાર વર્ગનાં અખબારોને ગેરકાયદેસર જાહેર કરી દીધાં; સમાજવાદી સાહિત્ય જપ્ત કરી લેવામાં આવ્યું, અને સામાજિક-લોકશાહીવાદીઓને દમનનો ભોગ બનાવવામાં આવ્યા તથા દેશપાર કરી દેવામાં આવ્યા. વધતા જતા કામદાર વર્ગીય આંદોલનના દબાણના પરિણામે એ કાનૂનને ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો. — પૃ. ૫૮

49 લેનિનનો નિર્દેશ ચોથી દૂમાના બોલ્શેવિક જૂથની ઉપર ફેબ્રુઆરીની ૧૦મી (૨૩મી) તારીખે ચલાવવામાં આવેલા મુકદ્દમા પ્રત્યે છે. ચોથી દૂમાના બોલ્શેવિક સભ્યો બાદાયેવ, મુરાનોવ, પેત્રોવ્સ્કી, સામોઇલોવ, અને શાગોવને ૧૯૧૪ના નવેંબરમાં ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા અને તેમની ઉપર "ઘોર દેશદ્રોહ"નો આરોપ લગાવવામાં આવ્યો હતો. તેમની વિરુદ્ધ માત્ર એટલી જ સાબિતી હતી કે ગિરફતારીના વખતે તેમની પાસેથી લેનિનની થિસિસો 'યુરોપીય યુદ્ધમાં ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદનાં કર્તવ્યો' અને રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની કેંદ્રીય સમિતિનું જાહેરનામું "યુદ્ધ અને રશિયન સામાજિક-લોકશાહીવાદ" મળી આવ્યાં હતાં. તેમના તમામ નાગરિક અધિકારો છીનવી લેવામાં આવ્યા હતા અને તેમને હદપાર કરીને પૂર્વ સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યા હતા. — પૃ. ૬૩

50 **ગાપોનકૂચ** — પાદરી ગાપોનના નામ ઉપરથી. પ્રથમ રશિયન ક્રાંતિની પૂર્વવેળાએ ગાપોને છૂપી પોલીસની સૂચનાઓ મુજબ કામદારોનું ધ્યાન ક્રાંતિકારી સંઘર્ષ ઉપરથી હઠાવી દેવાના ઈરાદે રશિયન કારખાના કામદારોના ઝુબાતોવ પ્રકારના મંડળનું સંઘટન કર્યું હતું. તેણે ૧૯૦૫ના જાન્યુઆરીની ૯મી (૨૨મી) તારીખે ઝારને અરજી પેશ કરવા માટે શિશિર મહેલ સુધી કામદારોના સરઘસનું આયોજન કર્યું હતું. ઝારે લશ્કરને સરઘસ ઉપર ગોળીઓ

છોડવાનું ફરમાન કર્યું. એ કતલના પરિણામે પછાત કામદારોની ઝાર ઉપરની નિષ્ઠા ખતમ થઈ ગઈ. ૯મી જાન્યુઆરીની ઘટનાઓએ પ્રથમ રશિયન ક્રાંતિનો આરંભ અંકિત કર્યો અને રશિયન સર્વહારા વર્ગમાં રાજકીય ચેતના જગાવી. કામદારોએ આખા રશિયામાં ઠેરઠેર હડતાલો પાડી અને વિરોધ નિદર્શનો કર્યાં. -- પૃ. ૬૫

51 **'અર્થવાદ'** ઓગણીસમી સદીના અંતમાં તથા વીસમી સદીના આરંભમાં રૂસી સામાજિક-લોકશાહીવાદમાં ઉદ્ભવેલી તકવાદી પ્રવૃત્તિ હતી. અર્થવાદીઓએ કામદાર વર્ગના સંઘર્ષને ઊંચા પગાર તથા કામની બહેતર હાલત વગેરે પૂરતો જ સીમિત રાખ્યો અને ભારપૂર્વક જાહેર કર્યું કે રાજકીય સંઘર્ષ લિબરલ મૂડીવાદીઓનું કામ છે. તેમણે કામદાર વર્ગના સ્વયંસ્ફુરિત આંદોલનને જાણે દૈવિક સ્થાને પ્રસ્થાપિત કરી દીધું, અને કામદાર વર્ગીય આંદોલનમાં બહારથી સમાજવાદી જાગૃતિ પ્રેરવાના માર્ક્સવાદી પાર્ટીના કર્તવ્યનો ઇનકાર કરીને મૂડીવાદી વિચારસરણીનો માર્ગ મોકળો કરી દીધો. — પૃ. ૬૬

52 **'રાબોચાયા મીસ્લ'** (કામદાર ચિંતન) — રશિયામાં ૧૮૯૭ના ઑક્ટોબરથી ૧૯૦૨ના ડિસેંબર સુધી અર્થવાદીઓના એક જૂથ તરફથી પ્રકાશિત અખબાર. — પૃ. ૬૬

53 **'રાબોચેયે દેલો'** (કામદાર ધ્યેય) — વિદેશવાસી રશિયન સામાજિક-લોકશાહીવાદી મંડળનું મુખપત્ર. તે જિનિવામાં ૧૮૯૯ના એપ્રિલથી ૧૯૦૨ના ફેબ્રુઆરી સુધી પ્રકાશિત થતું રહ્યું હતું. 'રાબોચેયે દેલો'ના સંપાદક મંડળે વિદેશવાસી અર્થવાદીઓના કેંદ્રની કામગીરી બજાવી હતી. અખબારે માર્ક્સવાદની ટીકા કરવાની "આઝાદી"ના બર્નસ્ટાઇનપંથી સૂત્રનું સમર્થન કર્યું હતું અને રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની કાર્યનીતિ તથા સંગઠનાત્મક કર્તવ્યો પ્રત્યે તકવાદી વલણ અપનાવ્યું હતું. — પૃ. ૬૬

## નામ-નિર્દેશિકા

### અ



### એ



### ક

ગયો, તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર કેંદ્રવાદનો (કાઉત્સ્કીમતવાદ) વૈચારિક નેતા. અતિ-સામ્રાજ્યવાદના પ્રત્યાઘાતી સિદ્ધાંતનો પ્રણેતા. તેણે રશિયાની સમાજવાદી ક્રાંતિનો અને સોવિયેત રાજ્યનો વિરોધ કર્યો હતો. — ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૪, ૨૫, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૫૬, ૫૭, ૬૧, ૬૨, ૬૩, ૬૪, ૬૬, ૬૭

**કુનોવ, હાઈનરિખ** — Cunow, Heinrich (૧૮૬૨—૧૯૩૬) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, સુધારણાવાદી. પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક સામ્રાજ્યવાદનું સમર્થન કરતી વિચારસરણીનો એક આગેવાન. — ૧૧, ૧૩, ૧૫, ૨૩, ૩૭, ૬૬

**કોસોવ્સ્કી, વ્લાદીમિર** (૧૮૭૦—૧૯૪૧) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૫, ૬૩

**ક્લાઉઝેવિત્ઝ, કાર્લ** — Clausewitz, Karl (૧૭૮૦—૧૮૩૧) — પ્રશિયાનો જનરલ અને જાણીતો લશ્કરી લેખક. — ૧૯, ૨૦

## ગ

**ગાર્દેનિન** — જુઓ ચેર્નોવ

**ગિફેન, રોબેર્ટ** — Giffen, Robert (૧૮૩૭—૧૯૧૦) — બ્રિટિશ મૂડીવાદી અર્થશાસ્ત્રી, આંકડાશાસ્ત્રી. — ૧૮

**ગુચકોવ, અલેક્સન્દાર ઈવાનોવિચ** (૧૮૬૨—૧૯૩૬) — મોટો રશિયન મૂડીદાર, પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક, ઑક્ટોબરવાદી પાર્ટીનો સંગઠક અને નેતા. — ૨૨

**ગેટે, જોહાન્ન વોલ્ફગાંગ** — Goethe, Johann Wolfgang (૧૭૪૯—૧૮૩૨) — જર્મન કવિ અને તત્ત્વજ્ઞાની. — ૩૪

**ગેદ, જૂલ** — Guesde, Gules (૧૮૪૫—૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી આંદોલન અને બીજી ઈન્ટરનેશનલના આયોજકો તથા નેતાઓમાંનો એક. ફ્રેંચ સમાજવાદી પાર્ટીની રચનામાં (૧૯૦૧) ગેદ અને તેના અનુયાયીઓએ

સહાય કરી હતી. પરંતુ મવાળપંથી સમાજવાદીઓની નીતિનો વિરોધ કરતી વેળા તેણે સંકુચિત પ્રકારની ભૂલો કરી. પ્રથમ વિશ્વયુદ્ધના આરંભથી તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી વલણ અપનાવ્યું અને ફ્રાંસની મૂડીવાદી સરકારમાં જોડાઈ ગયો. — ૭, ૮, ૪૧, ૪૨, ૪૩, ૫૬

**ગ્રેઈલિખ, ગેર્માન** — Greulich, Herman (૧૮૪૨ — ૧૯૨૫) — સ્વિટ્ઝર્લૅન્ડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, તેની મવાળ પાંખનો આગેવાન, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૫૧

**ગ્રીમ, રોબેર્ટ** — Grimm, Robert (૧૮૮૧ — ૧૯૫૮) — સ્વિટ્ઝર્લૅન્ડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો એક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. તેણે ઝિમ્મરવાલ્ડ અને કિન્તાલનાં સંમેલનોમાં ભાગ લીધો હતો અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી કમિશનનું મંડળનો અધ્યક્ષપદ લીધું હતું. — ૫૧

**ગેરિબાલ્ડી, જૂસેપ** — Garibaldi, Guiseppe (૧૮૦૭ — ૧૮૮૨) — ઇટાલીનો રાષ્ટ્રવીર, ઇટાલીના ક્રાંતિકારી લોકશાહીવાદીઓનો એક આગેવાન અને મુખ્ય સેનાપતિ. તેણે ૧૮૪૮ — ૧૮૬૭ દરમિયાન દેશની એકતા માટે પરાધીનતા, સામંતી આપખુદશાહી, અને ધાર્મિક પ્રત્યાઘાતીઓની વિરુદ્ધ ઇટાલીની જનતાના સંઘર્ષની આગેવાની કરી હતી. — ૨૨

## ચ

**ચેર્નોવ, વીક્તોર મિખાઈલોવિચ** (૧૮૭૬ — ૧૯૫૨) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો નેતા અને સિદ્ધાંતકાર, પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિમાં ભાગ લીધો. — ૩૧, ૨૨

## ઝ

**ઝેલ્યાબોવ, આન્દ્રેઈ ઇવાનોવિચ** (૧૮૫૦ — ૧૮૮૧) — પ્રસિદ્ધ રશિયન ક્રાંતિકારી, "નારોદ્નાયા વોલ્યા" પાર્ટીનો સંગઠક અને આગેવાન. ઝારશાહીની સામે ક્રાંતિકારી સંઘર્ષની અવશ્યકતા સ્વીકારનારા પ્રથમ નારોદવાદીઓમાંનો એક. તેણે ઝાર અલેક્સાન્દર બીજાની હત્યાના કેટલાય પ્રયત્નોનું આયોજન

કર્યું હતું. ૧૮૮૧ના માર્ચની પહેલી તારીખે ઝારના ખૂનના આયોજન બદલ ઝેલ્યાબોવને મોતની સજા કરવામાં આવી હતી. — ૨૨

ડ

**ડેવિડ, એડવર્ડ** — David, Eduard (૧૮૬૩ — ૧૯૩૦) — જર્મન મવાળ સામાજિક-લોકશાહીવાદીઓનો એક આગેવાન. સુધારણાવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૮, ૪૪, ૫૯

ત

**ત્રુલ્સ્ત્ર, પીટર યેલ્લેસ** — Troelstra, Piter Jelles (૧૮૬૦ — ૧૯૩૦) ડચ કામદાર આંદોલનનો આગેવાન, મવાળ સમાજવાદી. નેધરલૅંડ સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીના સંસ્થાપકો (૧૮૯૪) અને આગેવાનોમાંનો એક, તકવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન જર્મનભક્ત સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૫૧

દ

**દેલેઝી, ફ્રાંસીસ** — Delaisi, Francis (જન્મ ૧૮૭૩) — ફ્રેંચ નિમ્નમૂડીવાદી અર્થશાસ્ત્રી, સિંડિકેટપંથી, અને શાંતિવાદી. — ૧૦

**દ્યુમા, શાર્લ** — Dumas, Charls (જન્મ ૧૮૮૩) — ફ્રેંચ સમાજવાદી, પત્રકાર અને વૃત્તવિવેચક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી — ૮

ન

**નિકોલાઈ બીજો** (૧૮૬૮ — ૧૬૧૮) — રશિયાનો છેલ્લો ઝાર (૧૮૮૪ — ૧૮૧૭). — ૨૦

**નેપોલિયન, ત્રીજો** (લૂઈ બોનાપાર્ત) (૧૮૦૮—૧૮૭૩) — ૧૮૫૨થી ૧૮૭૦ સુધી ફ્રાંસનો સમ્રાટ. — ૨૧

પ

**પાન્નેકોએક, એન્ટન** — Pannekoek, Antoni (૧૮૭૩ — ૧૯૬૦) — ડચ સામાજિક-લોકશાહીવાદી. ૧૯૦૭માં હોલૅંડની સામાજિક-લોકશાહીવાદની ઉદ્દામ પાંખના «Die Tribune» નામક મુખપત્રનો એક સંસ્થાપક. પ્રથમ મહાયુદ્ધ દરમિયાન — આંતરરાષ્ટ્રવાદી. — ૧૨, ૫૧

**પેઈશ, જ્યોર્જ** — Paish, George (૧૮૬૭ — ૧૯૫૭) — બ્રિટિશ મૂડીવાદી અર્થશાસ્ત્રી, શાંતિવાદી, વિશ્વ અર્થકારણ અને રાજકારણ અંગેનાં કેટલાંય પુસ્તકોનો લેખક. — ૧૮, ૨૮

**પોત્રેસોવ, અલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯ — ૧૯૩૪) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક, વિસર્જનવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૯, ૬૩

**પ્લેખાનોવ ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬ — ૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. રશિયાના પ્રથમ માર્ક્સવાદી દળ 'શ્રમની મુક્તિ'નો સંગઠક. રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની બીજી કોંગ્રેસ (૧૯૦૩) પછી પ્લેખાનોવ મેન્શેવિક, પ્રથમ વિશ્વમહાયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ઑકટોબર ક્રાંતિ પ્રત્યે એનું વલણ નકારાત્મક હતું ખરું, પરંતુ સોવિયેત સત્તાની વિરુદ્ધના સંઘર્ષમાં પ્લેખાનોવે ભાગ ન લીધો. — ૭, ૮, ૯, ૧૦, ૧૩, ૧૫, ૧૬, ૧૭, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૩૭, ૪૧, ૪૨, ૪૩, ૪૪, ૫૧, ૫૨, ૫૩, ૫૬, ૬૬

ફ

**ફાયરબાખ, લુડવિગ** — Feuerbach, Ludwig (૧૮૦૪ — ૧૮૭૨) — માર્ક્સવાદ પૂર્વેના સમયનો જાણીતો જર્મન ભૌતિકવાદી ફિલસૂફ અને અનીશ્વરવાદી. — ૩૪

બ

**બર્નસ્ટાઇન, એડઅર્ડ** — Bernstein, Eduard (૧૮૫૦ — ૧૯૩૨) — જર્મન સમાજિક-લોકશાહીવાદ અને બીજી ઈન્ટરનેશનલના અત્યંત તકવાદી પક્ષનો આગેવાન, સુધારણાવાદનો ચિંતક — ૪૩, ૬૭

**બિસ્સોલાટી, લેઓનીદા** — Bissolati, Leonida (૧૮૫૭ – ૧૯૨૦) — ઇટાલિયન સમાજવાદી પાટીના સંસ્થાપકોમાંનો એક, તેની સુધારાવાદી પાંખનો આગેવાન. ૧૯૧૨માં તેને ઇટાલિયન સમાજવાદી પાર્ટીમાંથી નિકાલબહાર કરવામાં આવ્યો અને તેણે "સામાજિક-સુધારાવાદી પાર્ટી"ની રચના કરી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪ – ૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, યુદ્ધમાં સમહિત જૂથના પક્ષે ઇટાલીની સામેલગીરીના હિમાયતી. — ૫૧

**બ્રાંટિંગ, કાર્લ યાલ્માર** — Branting, Karl Jalmar (૧૮૬૦ – ૧૯૨૫) — સ્વિડનની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો આગેવાન, તકવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૭માં એડેનની મિશ્ર સરકારમાં જોડાઈ ગયો. — ૫૧

**બ્રેઈલ્સફોર્ડ, હેરી નોએલ** — Brailsford, Henry Hoel (૧૮૭૩માં જન્મ) — બ્રિટશ મૂડીવાદી પત્રકાર, શાંતિવાદી. — ૧૮

## મ

**માર્ક્સ, કાર્લ** — Marx, Karl (૧૮૧૮ – ૧૮૮૩) — ૯, ૧૯, ૨૧, ૩૫

**માર્તોવ, લ.** (ત્સેદેરેબાઉમ, યૂલી ઓસિપોવિચ) (૧૮૭૩ – ૧૯૨૩) — મેન્શેવિક નેતા, પ્રથમ વિશ્વયુદ્ધમાં (૧૯૧૪ – ૧૯૧૮) મધ્યમાર્ગી. ઑક્ટોબર ક્રાંતિ પછી સોવિયેત શાસનનો દુશ્મન. — ૪૨, ૪૫

**મિલેરાં, અલેક્સાન્દર એતિએન** — Millerand Alexander Etienne (૧૮૫૯ – ૧૯૪૩) — ફ્રેંચ રાજકારણી. તે ઓગણીસમી શતાબ્દીના છેલ્લા દાયકામાં સમાજવાદીઓ જોડે ભળી ગયો હતો, પરંતુ ૧૮૯૯માં વાલ્ડેક-રૂસોની મૂડીવાદી સરકારમાં જોડાઈ જઈને તેણે પેરિસ કોમ્યુનના ક્રાંતિકારીઓની કતલેઆમ ચલાવનારા જનરલ ગાલિફેને સહકાર આપ્યો હતો. ૧૯૦૪માં સમાજવાદી પાર્ટીમાંથી તેની હકાલપટ્ટી બાદ તેણે બ્રાયાન તથા વિવિયાનની સાથે "સ્વતંત્ર સમાજવાદીઓ"ના જૂથની રચના કરી હતી. તે ૧૯૦૯-૧૦, ૧૯૧૨-૧૩, તથા ૧૯૧૪-૧૫ દરમિયાન જુદાં જુદાં ખાતાંનો પ્રધાન અને ૧૯૨૦-૨૪ દરમિયાન ફ્રાંસનો પ્રમુખ રહ્યો હતો. — ૨૨

**મુરાનોવ, મત્વેય કોન્સ્તાન્તીનોવિચ** (૧૮૭૩—૧૯૫૯)—રશિયન સમાજિક-લોકશાહીવાદી, બોલ્શેવિક. ચોથી રાજ્ય દૂમામાં કામદારોનો પ્રતિનિધિ. ૧૯૧૪ના નવેંબરમાં સામ્રાજ્યવાદી યુદ્ધની વિરુદ્ધ ક્રાંતિકારી પ્રવૃત્તિઓ બદલ તેને બીજા બોલ્શેવિક પ્રતિનિધિઓની સાથે ગિરફતાર કરી લેવામાં આવ્યો હતો અને હદપાર કરીને સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યો હતો. —૬૩

**મેહરિંગ, ફ્રાંઝ**—Mehring, Franz (૧૮૪૬—૧૯૧૯)—જર્મન કામદાર આંદોલનનો નામાંકિત નેતા, જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનની ઉદ્દામ પાંખનો આગેવાન અને સિદ્ધાંતકાર, ક્રાંતિકારી "સ્પાર્ટાકસ એકસંપી"નો એક આગેવાન, જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપકોમાંનો એક.—૯, ૩૬, ૪૧

**મોનિટર**—Monitor—એક તકવાદી જર્મન સામાજિક-લોકશાહીવાદીનું તખલ્લુસ. તેણે "પ્રુસિશ્યે જારબ્યુચેર"નામના રૂઢિવાદી અખબારમાં ૧૯૧૫ના એપ્રિલમાં એક લેખ લખીને સામાજિક-લોકશાહીવાદી આંદોલનના મધ્યમપંથી સ્વરૂપની ખુલ્લંખુલ્લા પ્રશંસા કરી હતી અને મૂડીદારોની જોડે વર્ગ-સહકારની નીતિને "ઉદ્દામ" સૂત્રોના પડદા હેઠળ છુપાવી રાખવાનું તકવાદીઓ માટે શક્ય બનાવતા એવા સ્વરૂપને જાળવી રાખવાનું સૂચન કર્યું હતું. એ લેખથી તકવાદીઓ તથા મૂડીદારોને લાભ થયો હતો.—૫૪

ર

**રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ** (૧૮૮૫—૧૯૩૯)—તેણે વીસમી સદીના આરંભમાં ગેલિસિયા, પોલૅંડ, અને જર્મનીમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો, પરંતુ તેનું વલણ મધ્યમપંથી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલ અંગે તેણે ગલત ધોરણ લીધું હતું. ૧૯૧૭થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ૧૯૨૩માં ત્રોત્સ્કીપંથી જૂથનો સક્રિય કાર્યકર. ૧૯૩૬માં પાર્ટીની વિરુદ્ધ પ્રવૃત્તિ બદલ તેને પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—૧૨

**રીત્સ્લેર, કૂર્ત**—Riezler, Kurt (રુડોલ્ફ) (૧૮૮૨—૧૯૫૫)—જર્મન મુત્સદ્દી, ફિલસૂફ, પત્રકાર, જર્મન સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની લિબરલ-

રાજશાહીવાદી પાંખનો પ્રતિનિધિ, વિશ્વરાજકારણ અંગેનાં કેટલાંય પુસ્તકોનો લેખક. — ૪૮

**રોબેસ્પ્યેર, મકિસમિલિઆન** — Robespierre, Maximilian (૧૭૫૮ — ૧૭૯૪) — અઢારમી સદીના અંતની મહાન ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિનો નેતા, જેકોબીનોનો આગેવાન, ૧૭૯૩-૯૪ દરમિયાન ક્રાંતિકારી સરકારનો ખરો સંચાલક. — ૨૨

## લ

**લાસાલ, ફર્ડીનાન્ડ** — Lassale, Ferdinand (૧૮૨૫ — ૧૮૬૪) — જર્મન સમાજવાદી, જર્મન કામદારોના સામાન્ય મંડળનો સંસ્થાપક. અમુક મુખ્ય રાજકીય સવાલોની બાબતમાં તેણે તકવાદી વલણ અપનાવેલું અને એ સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સે તેની કડક ટીકા કરી હતી. — ૩૪

**લીબ્કનેખ્ત, કાર્લ** — Liebknecht, Karl (૧૮૭૧ — ૧૯૧૯) જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી. તે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંનો એક હતો અને ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના બળવાના સંગઠનમાં પણ તેણે ભાગ લીધો હતો. એ બળવાને દબાવી દેવામાં આવ્યા પછી પ્રતિક્રાંતિકારીઓએ તેનું પાશવિક રીતે ખૂન કરી નાખ્યું. — ૫૯

**લુકાસ, ચાર્લ્સ પ્રેસ્ટવૂડ** — Lucas, Charle Prestwood (૧૮૫૩ — ૧૯૩૧) — બ્રિટિશ સાંસ્થાનિક અમલદાર અને ઈતિહાસકાર, બ્રિટિશ સામ્રાજ્યવાદનો સમર્થક, બ્રિટિશ સાંસ્થાનિક સામ્રાજ્યના ઈતિહાસ અંગેનાં કેટલાંય પુસ્તકોનો લેખક. — ૪૮

**લુક્ઝેમ્બુર્ગ, રોઝા** — Luxemburg, Rosa (૧૮૭૧—૧૯૧૯) — જર્મન, પોલિશ તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની અને બીજી ઈન્ટરનેશનલની નામાંકિત વ્યક્તિ, જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંની એક. ૧૯૧૯ના જાન્યુઆરીમાં શાઈદેમાન સરકારના હુકમ મુજબ તેની ધરપકડ કરીને હત્યા કરી નાખવામાં આવી. — ૯, ૩૬, ૪૧.

**લેગિન, કાર્લ** — Legien, Karl (૧૮૬૧ — ૧૯૨૦) — જર્મન ટ્રેડયુનિયન આગેવાન, સુધારણાવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કટ્ટર અંધરાષ્ટ્રવાદી. — ૫૪, ૫૭, ૫૮, ૬૧, ૬૨, ૬૩

વ



શ

**સમ્બાત, મર્સેલ** — Sembat, Marcel (૧૮૬૨ — ૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીના આગેવાનોમાંનો એક, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૪ના ઑગસ્ટથી ૧૯૧૭ના સપ્ટેમ્બર સુધી ફ્રાંસની સામ્રાજ્યવાદી 'રાષ્ટ્રીય રક્ષા સરકાર'માં જાહેર કાર્યોના ખાતાનો પ્રધાન. — ૫૩, ૬૩

**સાલાન્દ્રા, આન્તોનિઓ** — Salandra, Antonio (૧૮૫૩ — ૧૯૩૧) — ઇટાલિયન રાજપુરુષ, ઇટાલીની ઔદ્યોગિક ઇજારદારીઓ અને મોટા જમીનદારોના 'લિબરલ જથ'ના મવાળ પાંખના એક આગેવાન, ૧૯૧૪થી ૧૯૧૬ સુધી ઇટાલીના પ્રધાનમડળનો અધ્યક્ષ, પ્રથમ વિશ્વયુદ્ધમાં ઇટાલીને સમહિત જૂથના પક્ષે સામેલ કરવાની પ્રવૃત્તિના પહેલકોમાંનો એક. — ૨૨

**સાર્ટોરિયસ ફોન વાલ્ટેરસહાઉઝેન, ઓગસ્ટ** — Sartorius von Waltershausen, August (૧૮૫૨માં જન્મ) — જર્મન મૂડીવાદી અર્થશાસ્ત્રી, જર્મન સામ્રાજ્યવાદનો સમર્થક, વિશ્વ અર્થકારણ અને રાજકારણ અંગેનાં કેટલાંય પુસ્તકોનો લેખક. — ૪૮

**સુદેકુમ, આલ્બર્ટ** — Südekum, Albert (૧૮૭૧ — ૧૯૪૪) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, તકવાદી, સુધારણાવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-સામ્રાજ્યવાદી. — ૧૪, ૩૬, ૪૦, ૫૨, ૫૩, ૫૪, ૫૫, ૬૩, ૬૫, ૬૭

**સ્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** (૧૮૭૦ — ૧૯૪૪) — રશિયન મૂડીવાદી અર્થશાસ્ત્રી અને પત્રકાર, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો એક આગેવાન. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં "કાનૂની માર્ક્સવાદ"નો ખૂબ જાણીતો પ્રતિનિધિ. તેણે માર્ક્સના આર્થિક તેમ જ ફિલસૂફી સંબંધી સિદ્ધાંતની સુધારણા તથા ટીકા કરી હતી અને માર્ક્સવાદને મૂડીદાર વર્ગનાં હિતોને અનુરૂપ બનાવી દેવાના પ્રયાસ કર્યો હતો. — ૨૩

**સ્રોબેલ, હેનરિખ** — Ströbel, Heinrich (૧૮૬૯ — ૧૯૪૫) — જર્મન સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ વિશ્વયુદ્ધના આરંભમાં તેણે સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ કર્યો હતો, 'ઇન્ટરનેશનલ' જૂથનો સભ્ય હતો અને તેમાં

તેણે કાઉત્સ્કીપંથી વલણનું પ્રતિનિધિત્વ કર્યું હતું. આખરે ૧૯૧૬માં તેણે કાઉત્સ્કીપંથી ધોરણ અપનાવી લીધું. ૧૯૧૭માં જર્મન સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની રચનાની પહેલ કરનારાઓમાં તે સામેલ હતો. — ૫૪

## હ

**હાઅઝે હૂગો** — Haase, Hugo (૧૮૬૩ — ૧૯૧૯) — જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાન, મધ્યમપંથી. — ૫૩, ૫૪

**હાઈન્ડમેન, હેનરી માયર્સ** — Hyndman, Henry Meyers (૧૮૪૨ — ૧૯૨૧) — બ્રિટિશ સમાજવાદી, સુધારણાવાદી. ૧૯૦૦ — ૧૯૧૦માં આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોનો મેંબર. તેની અંધરાષ્ટ્રવાદી નીતિને કારણે તેને ૧૯૧૬માં બ્રિટિશ સમાજવાદી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૭, ૮, ૯, ૧૭, ૪૧, ૪૨, ૪૩

**હાર્મ્સ, બેર્નાર્ડ** — Harms, Bernhard (૧૮૭૬ — ૧૯૩૯) જર્મન અર્થશાસ્ત્રી, કોતેદેર-સમાજવાદનો પ્રતિનિધિ, જર્મન સામ્રાજ્યવાદનો સમર્થક. — ૨૮

**હેઈને, વોલ્ફગાન** — Heine, Wolfgang (૧૮૬૧ — ૧૯૪૪) — જર્મન રાજકારણી, મવાળ સામાજિક-લોકશાહીવાદી. — ૪૪

**હેગેલ, ગેઓર્ગ ફ્રેડરિક વિલ્હેલ્મ** — Hegele, Georg Wilhelm Friedrich (૧૭૭૦ — ૧૮૩૧) — સુવિખ્યાત જર્મન તત્ત્વજ્ઞાની. આદર્શવાદી આધારે દ્વંદ્વવાદી તત્ત્વનો પ્રતિપાદક. — ૧૭, ૧૯

**હેનિશ, કોનરાડ** — Haenisch, Conrad — (૧૮૭૬ — ૧૯૨૫) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, તકવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી — ૪૪

**હેન્ડરસન, આર્થર** — Henderson, Arthur (૧૮૬૩ — ૧૯૩૫) — બ્રિટિશ રાજપુરુષ, મજૂર આંદોલનના મૂડીદાર વર્ગનો પક્ષ લેનારા તકવાદી નેતાઓમાંનો એક; ૧૯૧૫થી ૧૯૩૧ સુધી ઘણી વાર બ્રિટિશ સરકારનો સભ્ય. — ૪૪

**હોગલુંડ, કાર્લ ત્સેત કોન્સ્તાન્તીન** — Höglund, Karl Zet Konstantin (૧૮૮૪ — ૧૯૫૬) — સ્વિડનમાં સામાજિક-લોકશાહીવાદી તથા સમાજવાદી તરુણ આંદોલનની ઉદ્દામ પાંખનો આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન

આંતરરાષ્ટ્રવાદી. ૧૯૧૭—૧૯૨૪ દરમિયાન સ્વિડનની સામ્યવાદી પાર્ટીના નેતાઓમાંનો એક. ૧૯૨૪માં તેને તકવાદને કારણે સામ્યવાદી પાર્ટીમાંથી નિકાલબહાર કરી દેવામાં આવ્યો હતો.—૫૧

**હોર્ટેર, ગેર્માન** — Gorter, Herman (૧૮૬૪—૧૯૨૭) — ઉદ્દામ ડચ સામાજિક-લોકશાહીવાદી, પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી. ઝિમ્મવાલ્ડ ઉદ્દામ પક્ષપાતી.—૫૧

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

## અમારું નવું પ્રકાશન

### કાર્લ માર્ક્સ

### મજૂરી અને મૂડી

૧૮૪૭માં બ્રસેલ્સમાં જર્મન કામદારો સમક્ષ માર્ક્સે કરેલાં શ્રેણીબંધ વ્યાખ્યાનો આ પુસ્તિકામાં સમાવિષ્ટ છે. માર્ક્સે મૂડીવાદી ઉત્પાદન સંબંધોનું પૃથક્કરણ કરીને બતાવ્યું છે કે એ સંબંધો મૂડીદારોના વર્ગ તરફથી મજૂરોના શ્રમના શોષણ ઉપર આધારિત હોય છે. રાજકીય અર્થશાસ્ત્રની સમસ્યાઓની છણાવટ સરળ અને સ્પષ્ટ ભાષામાં કરવામાં આવી છે.

પુસ્તિકામાં ટિપ્પણીઓ પણ આપવામાં આવી છે.

## અમારું આગામી પ્રકાશન

ફ્રેડરિક એંગેલ્સ

### વાનરમાંથી માનવ સુધીના સંક્રમણમાં શ્રમની ભૂમિકા

માનવીના શારીરિક ઘડતરમાં અને માનવ સમાજના ઉદયમાં શ્રમની તથા ઉત્પાદનમાં સાધનોના ઉપયોગની નિર્ણાયક ભૂમિકાને એંગેલ્સે આ તેજસ્વી નિબંધમાં પ્રકાશમાં આણી છે. આ કૃતિમાં વિપુલ હકીકતી સામગ્રી અને ગહન સૈદ્ધાંતિક સામાન્યીકરણોનો સમન્વય સાધવામાં આવ્યો છે. કૃતિની ભાષા સાદી અને સ્પષ્ટ છે.

પુસ્તિકામાં ટિપ્પણીઓ પણ આપવામાં આવી છે.

